હાકવિ પ્રેમાનંદકૃત

# सुदामाचरित्र

( સંપૂર્ણ ટીકા તથા કવિજીવન સહિત ).

---


યાર કરનાર

જગજીવનદાસ દયાળજી મોદી,

વડોદરા.


---


શક

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ-બુકસેલર્સ,

નાણાવટ—સુરત.

---

સંવત ૧૯૭૯ સન ૧૯૨૩

---

કિંમત આઠ આના.

# પ્રસ્તાવના

સુદામા ચરિત્ર એ પ્રેમાનંદનું નિર્દોષ કાવ્ય છે અને તેથીજ બાળકોના શિક્ષણને માટે તે પસંદ કરવામાં આવ્યું છે. એનું વસ્તુ ભાગવતના દશમસ્કંધમાંથી લીધેલું છે. જનસ્વભાવનું ચિત્ર એમાં બારીકાઈથી દોરવામાં આવેલું છે, તેમજ એમાનાં સ્થળવર્ણનો પણ આબેહૂબ જણાય છે. વર્ણનોમાં અતિશયોક્તિ છે. પણ તે તો કવિવાણીનો મહિમા છે. તેટલું બાદ કરીએ તો વર્ણનો વસ્તુસ્થિતિનું દર્શન કરાવે એવાં છે. પહેલેથી છેલ્લે સુધી વાંચી જતાં આપણી નજર આગળ એ એક બનાવનું ખરેખરું-સ્વાભાવિક ચિત્ર ખડું કરે છે. એમાં રસ છે, અલંકાર છે અને ભક્તિપ્રધાન બોધ પણ છે એ બોધ ખુલ્લા શબ્દોમાં નથી, પણ શબ્દોની પાછળ રહેલા ગૂઢાર્થમાં છે અને તેથી ચતુર વાંચનાર તે સમજી શકે છે. એવા ગુહ્ય આશયો સમજવાનો પ્રયત્ન કરવાથી ચતુરાઈ વધે છે.

રસ એ કાવ્યનો આત્મા છે ને રસ એજ આનંદ છે: આ કાવ્યમાં જ્યાં જ્યાં એવો આનંદ લેવાના પ્રસંગો છે ત્યાં ત્યાંથી તે આનંદ લેતાં બાળકોએ શિખવું જોઈએ. એવા કેટલાક પ્રસંગો આ પુસ્તકને છેડે આપેલી ટીકામાં બતાવવામાં આવેલા છે.

સુદામાચરિત્રની બે ચાર સટીક આવૃત્તિઓ બહાર પડેલી છે છતાં આ નવી આવૃત્તિ કાઢવાનું કારણ એજ કે ભાષાના અભ્યાસકને એનાથી કંઈ વિશેષ મદદ મળે. શબ્દોની વ્યુત્પત્તિ, બનાવટ, કાવ્યનો ધ્વનિ-મર્મ, કવિનો હૃદગત ભાવ, વાક્યનો આંતરાર્થ, શબ્દોના સમાસ વગેરે વિશેષ પ્રમાણમાં બનતા સુધી આપવામાં આવ્યું છે અને તેથી આશા રાખવામાં આવે છે કે બીજાં પુસ્તકો કરતાં આ પુસ્તક વિદ્યાર્થીને અને શિક્ષકને વધારે ઉપયોગી થઈ પડશે.

પ્રેમાનંદ શિવાય નરસિંહ, ભાલણ વગેરે કવિઓએ પણ સુદામા-ચરિત્ર બનાવેલાં છે.

ગણેશ ચતુર્થી સં. ૧૯૭૫.
**વડોદરા.**

**જગજીવન દયાળજી મોદી.**

## કવિ પ્રેમાનંદનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

કવિ **પ્રેમાનંદ વડોદરાના** વતની ચોવીસા બ્રાહ્મણ જ્ઞાતિના હતા. એમનો જન્મ સંવત ૧૬૯૨ (ઇ. સ. ૧૬૩૬)માં થયો હતો. એ મીયાં મહંમદની વાડીમાં વચલી પોળમાં રહેતા હતા. ત્યાં પ્રેમાનદની ખડકી અને કુવો હજુ પણ છે. એ પોળનું નામ બદલીને હાલમાં "પ્રેમાનંદ કવિની પોળ" એવું રાખવામાં આવ્યું છે. એમના કુટુંબની સ્થિતિ બહુજ ગરીબ હતી. એમને છેક બાળક અવસ્થામાં મૂકીને એમનાં પિતા માતા ગુજરી ગયાં હતાં અને ગરીબ માસીએ મહેનત મજુરી કરી એમને ઉછેરીને મોટા કર્યા હતા. એમના પિતાનું નામ કૃષ્ણારામ હતું. એમની અટક ભટની હતી. નાનપણમાં એ છેક મૂર્ખ અને જડભરત જેવા હતા. પણ ધર્મશ્રદ્ધાળુ હોવાથી કામનાથ મહાદેવનાં દર્શન કરવા રોજ જતા અને ત્યાં કોઇ સત ઉતરેલા હતા તેમની સેવા ખરા ભાવથી કરતા. એમની સેવાથી પ્રસન્ન થઇ સતે એક દિવસ કહ્યું કે આવતી કાલે હું જવાનો છું માટે સવારમાં વહેલો ઉઠીને તું સૌથી પહેલો મારી પાસે આવજે. પરતુ સવારે ભાગજોગે કવિથી મોડું ઉઠાયું એટલે ત્યાં ગયા ત્યારે તો સંત નિકળી ગયેલા હતા. આથી કવિ બહુ નિરાશ થયા અને સંતની પાછળ દોડતા દોડતા ગયા અને સંતને પકડી પાડી તેમના ચરણમાં પડી રડી દીધું. આ ઉપરથી સતને દયા આવી. તેમણે કવિને ઉઠાડી આશ્વાસન આપ્યું તથા કહ્યું કે જો જરા વહેલો આવ્યો હોત તો સસ્કૃતમાં મોટો મહાકવિ થાત એવો આશીર્વાદ આપત, પણ જા હવે ગુજરાતીમાં મહાકવિ થઇશ. એમ કહી તેમની જીભ ઉપર કઇ અક્ષરો લખી આપ્યા, ત્યારથી કવિની વાણી ખુલી અને તે કવિતાઓ લખવા લાગ્યા. અને પછી ઘણાં કાવ્યો લખી મહાકવિ થયા.

બીજી વાત એવી છે કે કવિને નાનપણમાં કોઇ રામચરણ હરિહર નામના ગુરૂનો સમાગમ થયો હતો. તેમની સાથે તે તીર્થયાત્રા નિમિત્તે આખા હિંદુસ્તાનની મુસાફરી કરી આવ્યા હતા, તથા દેશની જુદી જુદી ભાષાઓ અને કાવ્ય અલંકાર વગેરે સાહિત્યના ગ્રથો તેમના સહવાસથી શીખ્યા હતા. એ વખતે ગુજરાતી ભાષાની કઇ કિંમત નહોતી; હિંદી ભાષાને વધારે માન મળતું ને હિદીમાં કવિતા કરે તેનીજ વિદ્વાનમાં ગણત્રી થતી.

"અમે તમે કે સોલહી આને, અડે કડેકે બાર;
ઇકિડ તિકડ આઠહી આને, શું શાં પૈસે ચાર."

એમ હિંદી, મારવાડી, ને મરાઠી કરતાં ગુજરાતીની કિંમત છેક ઉતરતી ગણાતી. એક વખત ગુરૂ જાત્રાએ ગયા ત્યારે કવિએ થોડીક હિંદુસ્તાની કવિતાઓ બનાવી, અને ગુરૂ આવ્યા ત્યારે તેમને તે બતાવી. ગુરૂ એ જોઇને રાજી થયા નહિ, પણ તેમણે તો ઉલટો કવિને ઠપકો દીધો કે પોતાની માતૃભાષાની સેવા કરવાની મૂકીને બીજી ભાષાની કેમ કરી ? ને ઉપરથી કવિને ગુસ્સો ચડ્યો ને પોતે બનાવેલી હિંદી કવિતાઓ બધી તેમણે બાળી મૂકી તથા ગુજરાતી ભાષાને બીજી ભાષાઓ જેવી સમૃદ્ધિવાન ન કરે ત્યાં સુધી માથે પાઘડી ન પહેરવાની બાધા લીધી. આ પછી કવિએ ગુજરાતી કવિતામાં ઉત્તમ આખ્યાનો લખવા માંડ્યાં, અને પોતાનું એક શિષ્ય મંડળ ઉભું કરી તેમની પાસે પણ સારાં સારાં કાવ્યો રચાવવા માંડ્યાં. એમના શિષ્યોમાં રત્નેશ્વર, હારકો, વીરજી, એમનો પુત્ર વલ્લભ વગેરે મુખ્ય હતા. કવિએ પોતે સંસ્કૃત તથા પ્રાકૃત જેવું સાહિત્ય રચવાનું માથે લીધું, વલ્લભને હિંદી કવિતા જેવી કવિતાઓ કરવાનું સોંપ્યું, રત્નેશ્વરને મરાઠીમાં વામન પંડિત અને મોરોપતની જેવી કવિતાઓ છે તેવી કવિતાઓ કરવાની આજ્ઞા કરી. વીરજીને ઉર્દુ તથા ફારસી જેવી અને સુંદરને પૌરાણિક કથાની કવિતાઓ લખવાનું કામ સુપ્રત કર્યું. એમ અનેક વિધ રચના કરાવી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવાને એમણે આખી જીંદગી પર્યંત તનતોડ મહેનત કરી છે. કવિએ કહ્યું છે તેમ—

> "સાંગોપાંગ સુરંગ વ્યંગ અતિશે ધારો ગિરા ગુર્જરી,
> પાદેપાદ રસાળ ભૂષણવતી થાઓ સખી ઉપરી."

એ કવિની અંતરની ઇચ્છા હતી અને તે ઘણે અંશે તેમના હાથેજ પૂર્ણ થઇ છે.

કવિના વખતમાં પુરાણીઓ સંસ્કૃત ગ્રંથો વાંચી તેનું ગુજરાતીમાં ભાષાન્તર કરીને કથા કરતા. આથી સાંભળનારાઓનો ઘણો વખત નકામો જતો ને લોકોને રસ પડતો નહિ. આ પદ્ધતિ કવિને રૂચી નહિ, તેથી તેમણે ગુજરાતી કવિતામાં રાગબદ્ધ ધાર્મિક આખ્યાનો લખી તેની કથા કહેવા માંડી. આથી શ્રોતાવર્ગ તેમના તરફ વળવા માંડ્યો અને તેથી પુરાણીઓ સાથે તકરાર શરૂ થઇ. આવી એક તકરારનો પ્રસંગ કવિએ માર્કંડેય પુરાણમાં ચિતરી બતાવ્યો છે. ત્યાં કવિ લખે છે કે—

> "થયા પુરાણી મોંઘાદાટ, તેથી થયો ઘણો ઉચાટ;
> હવે કોણ દેખાડે વસમી વાટ, થયા બંધ સ્વર્ગ નર્કના ઘાટ.
> ત્યારે કર્યું પ્રાકૃત વિમાન, જાણવા ન જોઇએ મહાન."

કવિની કદર ગુજરાતમાં જોઇએ એવી થઇ નહિ તેથી તેમને સુરત તથા નંદરબાર કથા કરવા જવુ પડ્યું હતુ. સુદામા ચરિત્રને અંતેજ કવિ લખે છે કે:—

"ઉદર નિમિત્તે સુરત સેવ્યું, ને ગામ નંદરબાર;
નંદીપુરામાં કીધી કથા, જથા બુદ્ધિ અનુસાર."

નંદરબાર ખાનદેશમાં આવ્યુ છે એટલે કે ખાનદેશ સુધી કવિને આશ્રય શોધવા જવું પડ્યું હતું. ગુજરાતીઓની આવી મંદરસિકતા જોઇને તેમના પુત્ર વલ્લભે ગુજરાતીઓની પુષ્કળ ઝાટકણી કાઢી છે. નંદરબારના રાજાનો કવિને સારો આશ્રય હતો તેથી દરવર્ષ તે નંદરબાર જતા ને કેટલાક માસ ત્યાં રહેતા. નંદરબાર જતાં કવિ સુરતમાં કેટલાક દિવસ મુકામ કરતા ને કથા કરતા. નંદરબારના રાજાની રાણી મરી ગઈ ત્યારે તેને દિલાસો આપવાને કાવ્યે નળાખ્યાન બનાવી તેને ગાઈ સંભળાવ્યુ હતુ. સંવત ૧૭૬૯માં દુકાળ પડ્યો હતો ત્યારે કવિએ દુકાળના વર્ણનનું ઋષ્યશૃંગાખ્યાન કાવ્ય રચ્યુ હતુ. આમ પ્રસંગે પ્રસંગે કવિ કાવ્યો-આખ્યાનો લખતા હતા. ઘણું કરી દરવર્ષ એક એક નવું નવું કાવ્ય બહાર પાડતા ને તેની કથા કરતા.

કવિની આર્થિક સ્થિતિ સારી નહોતી. તેમ છતાં પાછળથી તે સુધરી હતી અને કવિ સારા સંપત્તિવાન થયા હતા. તે બાબતમાં તેના પુત્ર વલ્લભ ગાયુ છે કે—

"જેણે ઘૃત સરિતા ચલાવી રે, પ્રભુએ બાંધી સાકર પાળ્ય".

આ ઉપરથી જણાય છે કે કવિ સારૂં કમાયલા હોવા જોઇએ અને ન્યાતિવરામાં ઘણો પૈસો ખરચેલો હોવો જોઇએ.

પ્રેમાનંદના ઉત્તરકાળમાં અમદાવાદ તરફ કવિ શામળભટ્ટ જાહેરમાં આવ્યા હતા. શામળભટ્ટે લોકાનુરંજની કવિતાઓ બનાવી લૌકિક વાર્તાઓના રસમાં લોકોને તરબોળ કરી નાખવા માંડ્યા હતા. પ્રેમાનંદ અને શામળને ઘણી સ્પર્ધા ચાલતી હતી એમ કહેવાય છે, પણ પ્રેમાનંદ પુત્ર વલ્લભે તો શામળની ઘણી ઠેકડી કરેલી નજરે પડે છે. પ્રેમાનંદે પોતાનાં આખ્યાનોનું વસ્તુ મહાભારત, ભાગવત અને પુરાણો વગેરે ધર્મગ્રંથોમાંથી લીધુ છે, ત્યારે શામળે પોતાની વાર્તાઓનું વસ્તુ, કથાસરિત્સાગર, બૃહત્કથામંજરી, ભોજ પ્રબંધ અને જૈન રાસાઓમાંથી લીધું છે. એટલે પ્રેમાનંદે લોકોને ધર્મશ્રદ્ધાળુ બનાવ્યા છે, ત્યારે શામળે મોકળા સંસારી જીવડા બનાવ્યા છે.

પ્રેમાનંદની કવિતામાં નવે રસ છે અને ઉત્તમ અલંકારો છે. એક રસ-માંથી બીજા રસમાં ઉતરી પડવાની એમની ખુબી તાજુબી ભરેલી છે શૃંગાર અને કરૂણ રસમાંથી પણ એ મીઠું ટોળ કરી રસક્ષતિ ન થાય એમ ખુબીબંધ હાસ્ય રસમા ઉતરી પડે છે અને રડતાને પણ ક્ષણ ભર હસાવી દે છે.

પ્રેમાનંદનું મૃત્યું સંવત ૧૭૯૦ (ઇ. સ. ૧૭૩૪)માં થયું હતુ એટલે લગભગ એક સૈકા જેટલું દીર્ઘ આયુષ્ય તેમણે ભોગવ્યું હતું.

પ્રેમાનંદની શરૂઆતનો સમય મોગલાઇની જાહોજલાલીનો, પણ ઉત્તર સમય મોગલાઇની પડતીનો હતો. ગુજરાતમા મરાઠાઓનાં તથા મુસલમાનોનાં ધાડાં આવતાં અને ગામડામાં લૂટો ચાલતી તથા લડાઇઓ થતી. મહેવાસીઓનું જોર પણ તેટલુજ હતું. એવા સમયમાં પ્રેમાનંદે જે સાહિત્ય સેવા બજાવી છે તે ખરેખર તેમના તરફ માનની લાગણી ઉત્પન્ન કરે છે એવા અશાંતિના સમયમાં પ્રેમાનંદના ધાર્મિક આખ્યાનોથી લોકોને સારૂં આશ્વાસન મળતું.

પ્રેમાનંદે લગભગ પચાસેક ગ્રંથો લખ્યા છે, તેમા મુખ્ય ગ્રંથો નીચે પ્રમાણે છે.—

૧ નળાખ્યાન ૨ સુદામા ચરિત્ર, ૩ ઓખાહરણ, ૪ સુભદ્રાહરણ, ૫ રૂક્ષ્મણી હરણ. ૬ ભાગવતદશમસ્કંધ. ૭ રણયજ્ઞ, ૮ સુધન્વાખ્યાન, ૯ મામેરૂ. ૧૦ હુંડી. ૧૧ ચંદ્રહાસ આખ્યાન. ૧૨ મદાલસાખ્યાન. ૧૩ હારમાળા, ૧૪ માર્કંડેયપુરાણ, ૧૫ દેવીચરિત્ર, ૧૬ દ્રૌપદી હરણ. ૧૭ અષ્ટાવક્રાખ્યાન. ૧૮ ઋષ્યશૃંગાખ્યાન. ૧૯ માંધાતાખ્યાન. ૨૦ દ્રૌપદી સ્વયંવર, ૨૧ ભ્રમરપચીસી, ૨૨ લક્ષ્મણા હરણ, ૨૩ વિવેકવણઝારો. ૨૪ સ્વર્ગની નિસરણી.૨૫ હરિશ્ચંદ્રાખ્યાન. ૨૬ શ્રાદ્ધ. ૨૭ શામળશાનો વિવાહ. ૨૮ અભિમન્યુઆખ્યાન.૨૯ દાણલીલા. ૩૦ બાળચરિત્ર વગેરે.

એ ઉપરાંત કવિએ ત્રણ નાટકો–રોષદર્શિકા સત્યભામાખ્યાન, તપત્યાખ્યાન. પાંચાલીપ્રસન્નાખ્યાન–પણ બનાવેલાં છે. આ નાટકોના કર્તૃત્વ સંબંધી વિદ્વાનોમાં હજુ શંકા છે અને તે બાબત ચર્ચા ચાલ્યા કરે છે.

પ્રેમાનંદની ભાષા શુદ્ધ સંસ્કારી અને સરળ છે; છતાં પ્રસંગ પરત્વે પ્રભાવશાળી અને કઠિન પણ આવે છે. પ્રેમાનંદ અલંકારોનો બહુ ઉપયોગ કરે છે અને કોઇ કોઇ ઠેકાણે તો ઉપરા ઉપરી અલંકારો ખડકયેજ જાય છે.

આવા સમર્થ કવિઓ ગુજરાતને ખરેખર ભૂષણરૂપ છે.

# સુદામાચરિત્રનો સાર

સાંદીપનિ ઋષિના આશ્રમમાં શ્રી કૃષ્ણ, બળદેવ અને સુદામા વિદ્યા ભણતા હતા. એક દિવસ ગુરૂપત્નીએ તેમને લાકડાં લેવા મોકલ્યા હતા. તેઓ જંગલમાં ગયા પછી પુષ્કળ વરસાદ આવ્યો ને નદી નાળાં ભરાઇ ગયાં. ગુરુ ગામ ગયા હતા, તે આવ્યા ત્યારે તેમને એ વાતની ખબર પડી એટલે ઘણી ફિકર કરવા લાગ્યા અને ગોરાણીને ઠપકો દીધો. પછી તે એ ત્રણેને શોધવા નિકળ્યા અને તેમને સાજા સમા શોધી કાઢી વહાલથી ઘેર લઈ આવ્યા. ત્યાર પછી કેટલીક મુદતે બધી વિદ્યા ભણી રહી ત્રણે જણ પોતપોતાને ગામ ગયા. શ્રી કૃષ્ણ તો દ્વારકાના રાજા બન્યા હતા અને સુદામા તો ગરીબ ભિખારી રહ્યો હતો. એના દારિદ્રયાના દુઃખનો પાર ન હતો. પોતે તો સંતોષી હતો પણ બૈરીથી દુઃખ સહન થયું નહિ તેથી તેણે સુદામાને શ્રી કૃષ્ણ પાસે યાચના કરવા મોકલ્યા. શ્રી કૃષ્ણ તો ભગવાન હતા. સુદામાએ સાથે ભણતા ત્યારે તેમના ચણા ચોરી ખાધેલા તેથી તેને આ દુઃખ ભોગવવું પડતું હતું. સુદામા પ્રભુને કંઇ ભેટ આપે તો તેનું આ દુઃખ ટળે. પણ એની પાસે શું હોય ? છેવટે તેની સ્ત્રીએ થોડાક ચોખા પાડોશીને ત્યાંથી ઉછીના આણીને આપ્યા તે લઇને સુદામા દ્વારકા ગયા. તે ભેટ પ્રભુએ ભાવથી સ્વીકારી લીધી અને મુઠીએ મુઠીએ ચોખા ખાઇ ગયા. પાછા જતી વખત સુદામાને શ્રી કૃષ્ણે કંઈ આપ્યુ નહિ, એથી સુદામા દિલગીર થયા. પણ એક મૂઠી ચોખા ખાતાં તો સુદામાની ઝુંપડી ઉડી ગઇ ને તે ઠેકાણે મોટા મહેલ થઇ ગયા; ને બીજી મૂઠી ખાતાં તો ઇંદ્રના વૈભવ આવીને ખડા થઇ ગયા. સુદામા ઘેર ગયા ત્યારે આ બધું જોઇને નવાઇ પામ્યા; પણ તેમની સ્ત્રી તેમને સમજાવીને મહેલમાં લઇ ગઇ ને બંને પ્રભુનો ઉપકાર માની સુખ ભોગવવા લાગ્યાં.

---

# સુદામા ચરિત્ર.



## કડવું ૧ લું—રાગ આશાવરી.

શ્રીગુરુદેવ ને ગણપતિ, સમરુ અંબા ને સરસ્વતી;
પ્રબળ ગતિ, વિમળ મતિ અતિ પામીએરે.

### ઢાળ.

શુક સ્વામી કહે સાંભળ રાજા, પરીક્ષિત પુણ્ય પવિત્ર;
દશમસ્કંધ અધ્યાય એંશીમે, કહું સુદામાચરિત્ર.
સાંદીપનિ ઋષિ સુર ગુરુ સરખા, વિદ્યાવંત અનંત; ૫
તેને મઠ ભણવાને આવ્યા, હળધર ને ભગવંત.
તેની નિશાળે વડો વિદ્યાર્થી, ઋષિ સુદામો કહાવે;
પાટી લખી દેખાડવા રામ કૃષ્ણ, સુદામા પાસે આવે.
સુદામો, શ્યામ, સંકર્ષણ, અન્ન ભિક્ષા માગી લાવે;
એકઠા બેસી અશન કરે તે, ભૂધરને મન ભાવે. ૧૦
સાથે સ્વર બાંધીને ભણતા, થાય વેદની ધુન્ય;
એક સાથરે શયન કરતા, મોરલિધર, બળ, મુન્ય.
ચોસઠ દહાડે ચૌદે વિદ્યા, શીખ્યા બેઉ ભાઈ;
ગુરુને ગુરુદક્ષિણા આપી, વિઠ્ઠલ થયા વિદાઇ.
કૃષ્ણ સુદામો ભેટી રોયા, બોલ્યા વિશ્વાધાર; ૧૫
માનુભાવ ફરીને મળજો, માગું છું એક વાર.
ગદ્ ગદ્ કંઠે કહે સુદામો, માગું દેવ મોરારી;
સદૈવ તમારા ચરણ વિષે, મનસા રહેજો મારી.

મથુરામાંથી કૃષ્ણ પધાર્યો, પુરી દ્વારિકાવાસી;
સુદામે ગૃહસ્થાશ્રમ માંડ્યો, મન જેનું સંન્યાસી. ૭
પતિવ્રતા પત્નિ છે પાવન, પતિને પ્રભુ કરી પ્રીછે;
સ્વામી સેવાનું સુખ વાંછે, માયા સુખ નવ ઇચ્છે.
દશ બાળક થયાં સુદામાને, દુઃખ દરિદ્રે ભરિયાં;
શીતળાએ અમી છાંટો નાંખ્યો, થોડે અન્ને ઉછરિયાં.
અજાચક વ્રત પાળે સુદામો, હરિ વિના હાથ ન ઓઢે; ૨૧
આવી મળ્યું તો અશન કરે, નહિ તો ભૂખ્યાં સાથરે પોઢે.

### વલણ.

પોઢે ઋષિ સંતોષ આણી, સુખ ન ઇચ્છે ઘરસૂત્રનું;
ઋષિપત્ની ભિક્ષા માગીને લાવે, પૂરું પાડે પતિ પુત્રનું. ૨૦

### કડવું ૨ જું—રાગ વેરાડી.

શુકજી કહે સાંભળ નરપતિ, છે સુદામાની નિર્મળ મતિ;
માયાસુખ નવ ઇચ્છે રતિ, સદા મન છે જેનું જતિ
મુનિનો મર્મ કોઈ નવ લહે, સઉ મેલો ઘેલો દરિદ્રી કહે
માગ્યા વિના કોઈ કેમ આપે, ઘણે દુઃખે કરી દેહ કાંપે
ભિક્ષાનું કામ કામિની કરે, કોનાં વસ્ત્ર ધુએ ને પાણી ભરે
જેમ તેમ કરીને લાવે અન્ન, નિજ કુટુંબ પોષે સ્ત્રી
ઘણા દિવસ દુઃખ ઘરનું સહ્યું, પુરમાં પછે અન્ન જડતું
બાળકને થયા બે ઉપવાસ, ત્યારે સ્ત્રી આવી સુદામા ન.
હું વિનવું જોડી બે હાથ, અબળા કહે સાંભળીએ ૧૦
બાળક ભૂખ્યાં કરે રુદન, નગરમાં નથી મળતું અ
ન મળે કંદ મૂળ કે ફળ, બે દિવસ થયાં લેઈ રહે જ
સુખ શય્યા ભૂષણ પટકૂળ, પ્રભુ કયારે થશે સાનુ? ન.

ભૂખ્યાં બાળક જુએ માનું મુખ, સ્ત્રી કહે સ્વામીને દુઃખ;
હું કહેતાં લાગીશ અળખામણી,સ્વ.મી જુઓ આપણા ઘરભણી.
ધાતુપાત્ર નહીં કર સહાવા, સાજું વસ્ત્ર નથી સમ ખાવા;૧૫
જેમ જળવિણ વાડી ઝાડુવાં, તેમ અન્નવિણ બાળક બાહુવાં.
વાયે ટાઢ બાળકડાં રુએ, ભસ્મમાંહિ પેશીને સૂએ;
હું તે ધીરજ કેઈ પેરે ધરૂં, છોકરાંનું દુઃખ દેખીને મરૂં.
નીચાં ઘર ભીંતડિયો પડી, શ્વાન માંજાર આવે છે ચડી.
અતિથિ ફરી નિર્મુખ જાય, ગવાનિક નવ પામે ગાય.૨૦
કરો છો મંત્ર ભણીને સેવ, નૈવેદ્ય વિના પૂજો છો દેવ;
પૂજ્ય પર્વણી કો નવ જમે, જેવા ઉગે તેવા આથમે;
આ બાળક પરણાવવાં પડશે, સત કુળની કન્યા કયાંથી જડશે;
શ્રાદ્ધ સંવત્સરી સહુકો કરે, આપણા પિત્રી નિર્મુખ ફરે.
અન્ન વિના પુત્ર મારે વાગલાં, તો કયાંથી ટોપી આંગલાં;૨૫
અબોટિયું પોતિયું નવ મળે, સ્નાન કરે છે શીતળ જળે.
નખ વાધ્યા ને વાધી જટા, માંહિ ઉડે રક્ષાની ઘટા;
દર્ભતણી તૂટી સાદડી, નાથજી તેપર રહો છો પડી.
બીજે ત્રીજે પામો છો આહાર, તે મુજને દહે છે અંગાર;
હું તો દરિદ્રસમુદ્રમાં બૂડી, એવાતણમાં એક જ ચૂડી.૩૦
સૌભાગ્યના નથી શણગાર, નહિ કાજળ નહીં કિડિયાં હાર;
નહિ લલાટે દેવા કંકુ, અન્ન વિના શરીર રહ્યું સૂકું.
હું પૂછું છું લાગી પાય, આવું દુઃખ કયાં સૂધી સ્હેવાય;
તમો દહાડી કહો છો ભરથાર, માધવ સાથે છે મિત્રાચાર.
જે રહે કલ્પ વૃક્ષની તળે, તેને શી વસ્તુ નવ મળે;૩૫
જે જીવ જળમાં ક્રીડા કરે, તે પ્રાણી કયમ તરશે મરે.
પ્રગટ કરી સેવે હુતાશ, તેને શીત આવે કયમ પાસ;
અમૃત પાન કીધું જે નરે, જમકિંકરનો ભય કયમ ધરે.

જેને સરસ્વતી જીભે વસી, તેને અધ્યાત્મ ચિંતા કશી;
સદ્‌ગુરુના જેણે સેવ્યા ચરણ, તેને શાનું માયાવરણ ૪૦
જે જન સેવે હરિને સદા, તેને જન્મ મરણ શી આપદા;
જેનું મન હરિચરણે વસ્યું, તે પ્રાણીને પાતક કશું.
જેને સ્નેહ શામળિયા સાથ, તેનું ઘર નવ હોય અનાથ;
છેલ્લી વિનતિ દાસીતણી, પ્રભુ પધારો ભૂધર ભણી;
તે છે ચૌદ લોકના મહારાજ, બ્રાહ્મણને ભીખતાં શી લાજ.૪૫

### વલણ.

લાજ ન કીજે નાથ મારા, માધવ મનવાંછિત આપશેરે;
દીન જાણીને દયા આણી, દરિદ્રનાં દ્રુમ કાપશેરે. ૪૭

### કડવું ૩ જું—રાગ ગોડી.

જઇને જાચો જાદવ રાય, ભાવઠ ભાંગશેરે;
હુંતો કહું છું લાગીને પાય, ભાવઠ ભાંગશેરે.
ધન નહિ જડે તો ગોમતીમાં જઈ, દર્શન ફળ નહિ જાય; ભાવઠ—ટેક.
સુદામો કહે સ્ત્રીને, નથી માગતાં પ્રતિવાય;
પણ મિત્ર આગળ મામ મૂકી, માગતાં જીવ જાય. મામ ન મૂકીએરે.૫
ઉદર કારણે નીચ કને જઈ, કીજે વિનય પ્રણામ;
તો આ સ્થાનક છે મળવાતણું, મામે વણશે કામ. ભાવઠ.
જાદવ સઘળા દેખતાં કેમ, ઓડું જમણો હાથ;
હું દુર્બળનું રૂપ દેખીને, લાજે લક્ષ્મી નાથ. મામ
જે પુરુષ તે ઉદ્યમીરે, જઈ કરે પોતાનું કાજ;
બ્રાહ્મણનો કુળધર્મ છે, તેમાં ભીખતાં શી લાજ. ભાવઠ ૧
અંતર્યામી અજાણ નથીરે, સ્ત્રી તમને કહું વારંવાર;
દશ માસ ગર્ભવાસ પ્રાણીની, રક્ષા કરે મોરાર. મામ

શો ઉદ્યમ કરિયે એવું જાણી, સંતોષ આણિએ મંન;
સુખ લીલામાં હરિ વિસરે, ભાવ થાય આપણો ભિન્ન. મામ ન.૧૫
જાચવા ન જઇયે ને પડિ રહિયે તો, કયમ જીવે પરિવાર;
એક વાર જાઓ જાચવા, તમને નહિ કહું બીજીવાર. ભાવઠ.
રાજા થઈ વિભીષણ જાચ્યા, મહા ધીર વીર જગદીશ;
પ્રભુ સામાં પગલાં ભરે તો, ટળે દારીદ્રય ને રીસ. ભાવઠ.
જોડવા પાણિ દીન બોલવી વાણી, થાય વદન પીળું વરણ; ૨૦
એ ચિહ્ન છે જાચકતણાં, જાચવાથી રુડું મરણ. મામ ન.
જગતના મનની વાતો જાણે, અંતરજામી રામ;
ઈહાં બેઠાં નવનિધ આપશે, ત્યાં ગયાનું શું કામ. મામ ન.
સુદામો કહે નારને, કયમ ચાલે મારા પાય,
મિત્ર આગળ મામ મૂકિયે, ધિક્ક પડો મારી કાય.મામ ન. ૨૫
કહેવું નહી પડે કૃષ્ણજીને, નથી અંતરજામી અજાણ;
ઘટ ઘટમાં વ્યાપી રહ્યો છે, પૂરણ પુરુષ પુરાણ. ભાવઠ.
દશ માસ ગર્ભવાસ પ્રાણી, શો કરે ઉદ્યમ;
એવું જાણી સંતોષ આણો, હરિ વિસારશે કયમ. મામ ન.
તમો જ્ઞાની વૈરાગી ત્યાગી થઈ બેઠા, પંડિત ગુણભંડાર, ૩૦
હું જુગતે જાચું કયમ કરી, અબળાનો અવતાર. ભાવઠ.

વલણ.

અવતાર સ્ત્રીનો અધમ કહિને, ઋષિપત્ની આંસુ ભરે;
દુઃખ પામતી જાણી પ્રેમદા, પછે સુદામોજી ઉચરે. ૩૩

કડવું ૪ થું—રાગ રામગ્રી.

પછી સુદામોજી બોલિયા, સુણ સુંદરીરે,
શી કહું હું શિખામણ, ઘેલી કોણે કરીરે.

જે નિર્મ્યું છે તે પામિયે સુણ સુંદરીરે;
વિધિયે લખિ વૃદ્ધિ હાણ, ઘેલી કોણે કરીરે.
દીધા વિના ક્યાંથી પામિયે, સુણ સુંદરીરે; ૫
નથી આપ્યું જમણે હાથ, ઘેલી કોણે કરીરે.
જો ખડધાનજ વાવિયે, સુણ સુંદરીરે;
તો ક્યાંથી જમિયે શાળ, ઘેલી કોણે કરીરે.
જળ વહી ગયે શી શોચના, સુણ સુંદરીરે;
જો પ્રથમ ન બાંધી પાળ, ઘેલી કોણે કરીરે. ૧૦
એકાદશી વ્રત નવ કર્યાં, સુણ સુંદરે;
નવ કીધા તીર્થોપવાસ, ઘેલી કોણે કરીરે.
અગ્નિ તૃપ્ત કીધા નહીં, સુણ સુંદરીરે;
નહિ શ્વાન વાયસ ગોગ્રાસ, ઘેલી કોણે કરીરે.
બ્રહ્મભોજન કીધાં નહીં, સુણ સુંદરીરે; ૧૫
નથી કીધાં હોમ હવન્ન, ઘેલી કોણે કરીરે.
અતિથિ નિર્મુખ વાળિયા, સુણ સુંદરીરે;
તો ક્યાંથી પામીએ અન્ન, ઘેલી કોણે કરીરે.
હરિપ્રસાદ લીધો નહીં, સુણ સુંદરીરે;
નિત્ય અશુદ્ધ કીધો આહાર, ઘેલી કોણે કરીરે. ૨૦
આપ ઉદર પાપે ભર્યું, સુણ સુંદરીરે;
છૂટ્યાં પશુતણો અવતાર, ઘેલી કોણે કરીરે.
સંતોષ અમૃત ચાખિયે, સુણ સુંદરીરે;
હરિચરણે સોંપી મંન, ઘેલી કોણે કરીરે.
ભક્તિએ નવનિધ્ય આપશે, સુણ સુંદરીરે; ૨૫
ધરો ધીર તમે સ્ત્રીજંન, ઘેલી કોણે કરીરે.
આંખ્ય ભરી અબળા કહે, ઋષિરાયજીરે;

મારું જડ થયું છે મંન, લાગું પાયજીરે.
એ તો જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજીરે;
રુએ બાળક લાવો અન્ન, લાગું પાયજીરે. ૩૦
અન્ન વિના ચાલે નહીં, ઋષિરાયજીરે;
મોટા જોગેશ્વર હરિભક્ત, લાગું પાયજીરે.
અન્નવિણ ભજન સૂઝે નહીં, ઋષિરાયજીરે;
જીવે અન્ને આખું જગ્ત, લાગું પાયજીરે.
શિવે અન્નપૂર્ણા ઘેર રાખિયાં, ઋષિરાયજીરે; ૩૫
સૂર્યે રાખ્યું અક્ષયપાત્ર, લાગું પાયજીરે.
ઇંદ્ર સેવે કામધેનુને, ઋષિરાયજીરે;
તો આપણે તે કોણ માત્ર, લાગું પાયજીરે.
સુર સેવે કલ્પ વૃક્ષને, ઋષિરાયજીરે;
મછવાંછિત પામે આહાર, લાગું પાયજીરે. ૪૦
ધર્મ પ્રાણ અન્ન વિના નહીં, ઋષિરાયજીરે;
ઉભો અન્ને સકળ સંસાર, લાગું પાયજીરે.
ફેરાનું ફળ જાશે નહીં, ઋષિરાયજીરે;
જઈ જાચો કૃષ્ણ બળદેવ, લાગું પાયજીરે.
વિધિયે લખ્યા અક્ષર દરિદ્રના, ઋષિરાયજીરે; ૪૫
ધોશે ધરણીધર તતખેવ, લાગું પાયજીરે.

વલણ.

તતક્ષણ ત્રિકમ છેદશે, દરિદ્રકેરાં ઝાડ રે;
નાથ પધારો દ્વારિકા, હું માનું તમારો પાડરે. ૪૮

### કડવું ૫ મું—રાગ રામગ્રી.

કહે શુક જોગી સાંભળો રાયજી, ફરી ફરી પ્રેમદા લાગે પાયજી;
વિપ્ર સુદામો આપ વિચારેજી, નિશ્ચે જાચવા જવું પડશે મારેજી.

ઢાળ.

જાવું પડશે સર્વથા, ઘણું રુએ અબળા રાંક;
અન્ન વિના બાળક ટળવળે, એમાં માતતણો શો વાંક.
પત્નીપ્રત્યે કહે સુદામો, તું સાંભળ મારી વાત; ૫
કહો ભામિની ભગવંત આગળ, ભેટ શી મૂકું હાથ.
કાકા કહીને કુંવર આવે, કૃષ્ણસુતસમુદાય;
ખાવા માગે મુજકને, ત્યારે શું મેલું કરમાંય.
સુણી હરખ પામી પ્રેમદા, ગઇ પાડોસણની પાસ;
બાઇ આજ કામ કરો મારૂં, જાણે વણ મૂલે લીધી દાસ. ૧૦
દ્વારામતી મમ પતિ જાય છે, જાચવા જાદવરાય;
અમો બમણું કરીને આપશું, કાંઇ આપો ઉછીતું માય.
પાડોસણને દયા આવી, આ દુર્બળ આવી લેવા;
સુપડું ભરીને કાંગ આપ્યા, આ બાઇ તમારે દેવા.
ઉખળે ઘાલી ઓખણ્યા, તેને કીધા શ્વેત; ૧૫
તગતગતા કરી કરમાં આપ્યા, ઋષિજી પામ્યા હેત.
મારગમાં છોવાય નહીં, છે ત્રિકમના તાંદૂળ;
લેઇ જાવા છે દ્વારામતી, નથી બાંધવા પટકૂળ.
ઉપરાઉપરી બંધન બાંધ્યાં, ચીથરાં દશ વીશ;
રત્નની પેરે જત્ન કીધું, જ્યમ ચડે છોડતાં રીશ. ૨૦
ઋષિ સુદામાને કહે બાળકડાં, કરીને રોતાં મુખ;
પિતાજી એવું લાવજો, જ્યમ જાય આપણી ભૂખ.
દીન વાણી સાંભળીને, મુનિએ મૂક્યો નિઃશ્વાસ;
સુદામો કહે પુત્રને, પરિબ્રહ્મ પૂરશે આશ.
ઋષિ સુદામો સંચર્યો, વોળાવી વળ્યો પરિવાર; ૨૫
ત્યાગી વૈરાગી વિપ્ર છે, ને ભક્તના શણગાર.

ભાલ તિલક ને માળા કંઠે, રસનાએ ભણતો જાય;
મુખ કુખનું જાણું વાધ્યું, કદ્રૂપ દીસે કાય.
પવને જટામાંથી ભસ્મ ઊડે, ધૂમ્ર ગોટાગોટ;
ઉપાનરેણુએ અભ્ર છાયે, જોજન કોટાન કોટ. ૩૦
ધસમસે ને ધાય મુનિવર, મુખે શ્વાસ ન માય;
જે મારગમાં સામું મળે તે, દેખી વિસ્મય થાય.
તેલાભ્યંગ સ્વપ્ને ન ઇચ્છે, છે લૂખું ઋષિનું ગાત્ર;
એક હાથમાં જેષ્ઠિકા, એક હાથે ગ્રહ્યું તુંબીપાત્ર.
કૌપીન જીરણ વસ્ત્રનું, વનફૂળ છે પરિધાન; ૩૫
પણ ભાગ્યભાનું ઉદે થયો, હરિ કરશે આપ સમાન.

### વલણ.

આપ સમાન કરશે કૃષ્ણજી, શુકજી કહે સુણો નરપતિ;
થોડે શ્રમે ઋષિ સુદામો, પહોંતા પુરી દ્વારામતી. ૩૮

### કડવું ૬ ઠ્ઠું.–રાગ સારંગ.

ઋષિ કહે સાંભળ નરપતિ, સુદામે દીઠી દ્વારામતી;
કનક કોટ ચળકારા કરે, મણિમય રત્ન જડ્યાં કાંગરે.
કોઠા કોશિસાં શોભે પર્મ, જેવું વિશ્વકર્માનું કર્મ;
દુર્ગે ધજા ઘણી ફરફરે, દુંદુભિ ઢોલ ત્યાં ગડગડે.
સુદર્શન ફરતું ત્યાં સોહે, ગંભીર નાદ સાગર મન મોહે; ૫
ત્યાં તો ગોમતી સંગમ થાય, ચારે વર્ણ ત્યાં આવી નહાય.
પરમ ગતિ પ્રાણી પામે ઘણા, નથી મુક્તિપુરીમાં મણા;
ઋષિ સુદામે કીધું સ્નાન, પછી પુરમાં પેઠા ભગવાન.
રૂપ જોઇ જોવા સહુ મળે, ખીજવે બાળક પુંઠળ પળે;
જાદવસ્ત્રી તાળી દેઇ હસે; ધન્ય નગર આવો નર વસે. ૧૦

કીધાં હશે વ્રત તપ અપાર, તે સ્ત્રી પામી હશે આ ભરથાર;
કોઇ કહે ઇંદુ કોઇ કહે કામ, એને રુપે હારશે કેશવ રામ.
પતિવ્રતાનાં મોહશે મન, મર્મ વચન બોલે સ્ત્રીજન;
કોઈ કહે હાઉ આવ્યો વિકાળ, દેખાડો રોતાં રહેશે બાળ
ઘણી ચેષ્ટા પુંઠળથી થાય, સુણી સુદામો હસતા જાય; ૧૫
પુંઠે બાળક કાંકરા નાખે, ઋષિજી રામકૃષ્ણ મુખથી ભાખે.
પાડે તાળી વજાડે ગાલ, પુંઠે ફરી વળ્યાં નહાનાં બાળ;
કોઈ વૃદ્ધ જાદવે દીઠા ઋખી, સાધુની દૃષ્ટિ તેણે ઓળખી.
તેણે બાળક સહુ કાઢયાં હાંકી, પૂછ્યા સમાચાર ઉભા રાખી;
કૃપાનાથ કયાંથી આવિયા, આ પુરને કયમ કીધી મયા. ૨૦
પ્રત્યુત્તર બોલ્યા ઋષિજન, મને હરિ દર્શનનું મન;
તે જાદવે કીધો ઉપકાર, દેખાડી દીધું રાજદ્વાર.
હરિ મંદિર આવ્યા ઋષિરાય, ઉભા રસ્તે ચાલ્યું નવ જાય;
દ્વારપાળ દિગ્પાળ સમાન, ધામ ઓટલે ઉગ્યા ભાણ.
શોભે હાટ ચોટાં ને ચોક, છજાં ઝરૂખાં બારી ગોખ; ૨૫
અટારી જાળી મેડી માળ, જડિત્ર કેડેડા ઝાકઝમાળ.
ચળકે કામ ત્યાં મીનાકારી, અમરાપુરી નાંખું ઓવારી;
સભામાં સ્ફાટિકમણિના થંભ, થઇ રહ્યો છે નાટારંભ.
મૃદંગ ઉપંગ મધુરા તાળ, ગાયે હરિતણાં* ગીત રસાળ;
રમક ઝમક ઘુઘરી થાય, તે સુદામોજી જોતા જાય. ૩૦
ધજા પતાકા કળશ બિરાજે, જાંગડ જાંગડ દુંદુભિ વાજે;
બોલે શરણાઈ નફેરી, ઉત્સવ મંગળ શેરીએ શેરી.
હરતા ફરતા હીંડે ઘોડા, બાંધ્યા હેમતણા અછોડા;

---

*મૂળમાં "હરિણના" પાઠ છે, પણ તે ભૂલ જરેલો ને લેખક દોષથી રહી ગયેલો લાગે છે. પ્રસંગ જોતાં "હરિતણાં" પાઠજ સારો લાગે છે. "હરિણનાં" ને બદલે "ગુણીજન" પાઠ મળી આવે છે તે પણ સારો છે.

ડોલે મદગળતા માતંગ, ગજશાળાનો નવલો રંગ.
હેમકળસ ભરી લાવે પાણી, દાસીઓ જાણીએ ઈંદ્રાણી; ૩૫
છપ્પન કોટી જાદવની સભા, નવ રાખે દાનવની પ્રભા.
અનંત યોદ્ધા ઉભા પ્રતિહાર, સાચવે શામળિયાનું દ્વાર;
ત્યાં સુદામો ફેરા ફરે, સંકલ્પ વિકલ્પ મનમાં કરે.
ગહન દીસે છે કર્મની ગતિ, એક ગુરુના વિદ્યારથી;
એ થઈ બેઠો પૃથ્વીપતિ, મારા ઘરમાં ખાવા રજ નથી. ૪૦
રમાડતો ગોકુલ માંકડાં, ગુરુને ઘેર લાવતો લાકડાં;
તે આજ બેઠો સિંહાસન ચડી, મારે તુંબડી ને લાકડી.
વળી ઋષિને આવ્યું જ્ઞાન, અલ્પ જીવ હું એ ભગવાન;
એકવાર પામું દર્શન, તો હું જાણે પામ્યો ઈંદ્રાસન.
છે વિવેકી હરિના છડિદાર, પૂછ્યા સુદામાને સમાચાર; ૪૫
માનુભાવ કેમ કરુણા કરી, તવ સુદામે વાણી ઓચરી.
છું દુર્બળ બ્રાહ્મણ અવતાર, માધવ સાથે છે મિત્રાચાર;
પ્રભુને જઇ કહો મારા પ્રણામ, આવ્યો છે વિપ્ર સુદામો નામ.

### વલણ.

નામ સુદામો જઇ કહો, ગયો ઘરમાં પ્રતિહારરે;
એક દાસી સાથે કહાવિયા, શ્રીકૃષ્ણને સમાચારરે. ૫૦

### કડવું ૭ મુ—રાગ મારુ

સૂતા શય્યાએ શ્રીઅવિનાશરે, અષ્ટ પટરાણીઓ છે બે પાસરે;
રુક્મિણી તળાંસે પાયરે, મિત્રવિન્દા ઢોળે છે વાયરે.
ધર્યું દર્પણ ભદ્રા નારીરે, જાંબુવતીયે ગ્રહી જળ ઝારીરે;
યક્ષકર્દમ સત્યા સેવેરે, કાલિંદીજી અગર ઉસેવેરે.
લક્ષ્મણા તાંબુલ લાવેરે, સત્યભામા બીડી ખવરાવેરે; ૫

હરિ પોઢ્યા હિંડોળા ખાટરે, પાસે પટરાણી છે આઠરે.
બીજી સોળ સહસ્ર શત શ્યામારે, કોઈ હંસગતિ ગજગામારે;
મૃગાનેણી ને ચંદ્રચકોરીરે, કોઈ શ્યામલડી કોઈ ગોરીરે.
કોઇ મુગ્ધા બાળ કીશોરીરે, ખળકાવે કંકણ મોરીરે;
ચપળા ચિતડું લે ચોરીરે, કોટે હાર કંચુકી કોરીરે.૧૦
કોઇ ચતુરા સંગીત નાચેરે, કોઇ રીઝવે ને ઘણું રાચેરે;
એક બીજીને વાતે વાસેરે, સરખા સરખી ઉભી પાસેરે.
હરિ આગળ હરિગુણ ગાતીરે, વસ્ત્ર વિરાજે નાનાભાતીરે;
ચંગ ઉપંગ મૃદંગ ઘણાં ગાજેરે, શ્રીમંડળ વેણા વાજેરે.
ગાંધર્વીકળા કોઇ કરતીરે, શુભ વાચક મુખ ઉચરતીરે;૧૫
ચતુરા નવ ચૂકે તાળીરે, બોલે મર્મવચન મરમાળીરે;
જેથી રીઝે પ્રાણાધારરે, એમ થઇ રહ્યો થેઇથેઇકારરે;
એવે દાસી ધાતી આવીરે, જોઈ નાથે પાસે બોલાવીરે.
બોલી સાહેલી શિર નામીરે, દ્વારે દ્વિજ આવ્યો કોઇ સ્વામીરે;
ન હોય નારદ અવશ્યમેવરે, નહીં વસિષ્ઠ ને વામદેવરે.૨૦
ન હોય દુર્વાસા ને અગસ્ત્યરે, મેં તો ઋષિ જોયા છે સમસ્તરે;
નહીં વિશ્વામિત્ર કે અત્રીરે, નથી લાવ્યો ચિઠ્ઠી કે પત્રીરે.
દુઃખી દરિદ્ર સરખો ભાસેરે, એક તુંબી પાત્ર છે પાસેરે;
પિંગળ જટા ભસ્મે ભરિયોરે, ક્ષુધારૂપી નારીને વરિયોરે.
શેરિયે શેરિયે થોકાથોકરે, તેને જોવા મળ્યા બહુ લોકરે:૨૫
તેણે કહાવ્યું કરી પ્રણામરે, મારૂં વિપ્ર સુદામો છે નામરે.
એમ દાસી કહે કર જોડરે, ખરો ખરો કહે રણછોડરે;
મારો બાળ સનેહી સુદામોરે, હું દુઃખીયાનો વિસામોરે.
ઉઠી ધાયા જાદવ રાયરે, નવ પહેર્યાં મોજાં પાયરે;
પીતાંબર ભૂમિ ભરાયરે, રાણી રુક્મિણી ઉંચાં સાયરે.૩૦

અતિ આનંદે ફૂલી કાયરે, હરિ દોડે ને શ્વાસે ભરાયરે;
પડે આખડે બેઠા થાયરે, એક પળ તે જુગ જેવી જાયરે.
સ્ત્રીઓને કહી ગયા ભગવાનરે, પૂજા થાળ કરો સાવધાનરે;
હું જે ભોગવું રાજ્યાસંનરે, તે તો એ બ્રાહ્મણનું પુન્યરે.
જે કોઇ નમશે એના ચરણ ઝાલીરે, તે નારી સહુપેં મને વહાલીરે૩૫
તવ સ્ત્રી સહુ પાછી ફરતીરે, સામગ્રી પૂજાની કરતીરે.
સહુ કહે માંહો માંહી બાઈરે, કેવા હશે શ્રીકૃષ્ણના ભાઈરે;
જેને શ્યામળિયાશું સ્નેહરે, હશે કંદર્પ સરખો દેહરે.
લઈ પૂજાના ઉપહારરે, રહી ઉભી સોળ હજારરે;
બાઇ લોચનનું સુખ લીજેરે, આજ જેહનું દર્શન કીજેરે.૪૦
ઋષિ શુકજી કહે સુણ રાયરે, શ્યામળિયોજી મળવા જાયરે;
છબીલેજીએ છૂટી આલેરે, દીધી દોટ તે દીનદયાળેરે.
સુદામે દીઠા કૃષ્ણ દેવરે, છૂટ્યાં આંસુ શ્રાવણ નેવરે;
જૂએ કૌતક ચારે વર્ણરે, ક્યાં આ વિપ્ર ક્યાં અશરણશર્ણરે.
જૂએ દેવ વિમાને ચડિયારે, પ્રભુ ઋષિજીને પાય પડિયારે;૪૫
હરિ ઉઠાડ્યા ગ્રહી હાથરે, ઋષિજી લીધા હેડા સાથરે.
મળ્યા જાદવ જોવા પૂંઠેરે, પ્રેમનાં આલિંગન નવ છૂટેરે;
સુખ અન્યોઅન્યે જોયાંરે, હરિનાં આંસુ સુદામે લોયાંરે.
તુંબીપાત્ર ઉલાળીને લીધુંરે, દાસત્વ દયાળે કીધુંરે;
ઋષિ પાવન કર્યું મુજગામરે, તમે પવિત્ર કર્યો રંક ધામરે.૫૦
તેડી આવ્યા વિશ્વાધારરે, મંદિરમાં હરખથી અપારરે;
હસ્ત ઝાલી હરખે મુરારીરે, જોઈ હાસ્ય કરે સહુ નારીરે.
ઘણું વાંકાબોલાં સત્યભામારે, આવા પુટડા મિત્ર સુદામારે;
હરિ તેને ઉઠીને શું ધાયારે. ભલી નહાનપણાની માયારે.
ભલી જોવા સરખી જોડીરે, હરિને સોંધો એને રાખોડીરે;૫૫

જો કોઈ બાળક બ્હાર નિકળશેરે, તે તો કાકાને દેખી છળશેરે.
તવ બોલ્યાં રુક્મિણી રાણીરે, તમે બોલો છો શું જાણીરે.

**વલણ.**

શું બોલો વિસ્મય થઈ, હરિભક્તને ઓળખો નહીં;
બેસાડયા મિત્રને શય્યા ઉપર, ઢોળે વાયુ હરિ ઉભા રહી. ૫૯

## કડવું ૮ મું—રાગ સોરઠી.

ભક્તાધીન દીનને પૂજે, દાસ પોતાનો જાણી;
સુખશય્યાપર ઋષિને બેસાડી, ચમર કરે ચક્રપાણિરે. ભક્તા.
નેત્રસમસ્યા નાથે કીધી, આવી અષ્ટ પટરાણી;
મંદ મંદ હસે સત્યભામા, આઘો ઘુંઘટ તાણી રે. ભક્તા.
જેના નાભિકમળથી બ્રહ્મા પ્રગટયા, આ જગ પળમાં કીધું; ૫
જેણે મુખમાં જગત દેખાડયું, માતાનું મન લીધું રે. ભક્તા.
વિશ્વામિત્ર સરખા તાપસને, દોહેલે દર્શન દીધું;
તેણે સુદામાના પગ પખાળી, પ્રીતે પાદોદક પીધું રે. ભક્તા.
પોતાને ઓઢવાની પીત પછેડીએ, લોહ્યા ઋષિના પાય;
ઉભા રહી કર વિંઝણો ગ્રહીને, વિઠ્ઠલ ઢોળે વાયરે. ભક્તા. ૧૦
થાળ ભરી વૈદર્ભી લાવ્યાં, ઘૃતપકવ પકવાન્ન;
શર્કરા સંયુક્ત ઋષિને, કરાવ્યાં પયપાનરે. ભક્તા.
શુદ્ધાચમન તંબોળ ખવરાવ્યાં, ધરી પ્રેમ શામળવાન;
વાધ્યું તે પ્રસાદ પ્રમાણે, આરોગ્યા ભગવાનરે. ભક્તા.
જે સુખ આપ્યું સુદામાને, તે હરિ બ્રહ્માદિકને નાપે; ૧૫
ફરી ફરી મુખ જુએ મુનિનું, આનંદ મુકુંદને વ્યાપેરે. ભક્તા.
સુદામાને ચિંતા મોટી, રખે દેખે કાયા કાંપે;
પેલી ગાંઠડી તાંદુલતણી તે, જંઘા નીચે લેઈ ચાંપેરે. ભક્તા.

વલણ.

જંઘા નીચે ચાંપે ઋષિ, ગાંઠડી તાંદુલતણી;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને, જાણ્યાતણી ગત્ય છે ઘણી. ૨૦

## કડવું ૯ મું.—રાગ મલાર.

ગોવિંદે માંડી ગોઠડી, કહોને મિત્ર અમારા;
સાંભળવા આતુર છું, સમાચાર તમારા. ગોવિંદે.
શે દુઃખે તમો દૂબળા, એવી ચિંતા કેહી;
મન મૂકીને કહો મને, મારા બાળ સનેહી. ગોવિંદે.
કોઈ સદ્ગુરુ તમને મળ્યો, તેણે કાન શું ફૂંક્યો; ૫
વૈરાગી ત્યાગી થયા, સંસાર શું મૂક્યો. ગોવિંદે.
શરીર પ્રજાળ્યું જોગથી, તપે દુઃખે દેહી;
છો તે કિયે દુઃખે દૂબળા, મારા પૂર્વ સનેહી. ગોવિંદે.
કે શત્રુ કોઈ માથે થયો, ઘણાં દુઃખનો દાતા;
કે કાંઈ ચોરીએ ગયું, તેણે નહિ સુખશાતા. ગોવિંદે. ૧૦
કાંઈ ધાતુપાત્ર કને નહીં, આવ્યા તુંબડું લેઈ;
વસ્ત્ર નથી કાંઈ પહેરવા, મારા બાળસનેહી. ગોવિંદે.
કે સુખ નથી સંસારનું, કાંઈ કર્મને દોષે;
ભાભી અમારાં વઢકણાં, તે શું લોહીડું શોષે. ગોવિંદે.
કે શું ઉદર ભરાતું નથી, તેણે સૂકી દેહી; ૧૫
એ દુઃખમાં કીયું દુઃખ છે, મારા પૂર્વ સનેહી. ગોવિંદે.
પછી સુદામોજી બોલિયા, પ્રભુને શીશ નામી;
તમારું અજાણ્યું કાંઈ નથી, છો અંતરજામી. ગોવિંદે.
અમને તો દુઃખ વિજોગનું, નહીં પ્રભુજી પાસે;
આજ હરિ હુંને જો મળ્યા, પિંડ પુષ્ટ જ થાશે. ગોવિંદે. ૨૦

## કડવું ૧૦ મું—રાગ રામગ્રી.

પછી શામળિયે બોલિયા, તને સાંભરેરે;
હાજી ન્હાનપણાની પેર, મને કેમ વિસરેરે.

આપણ બે મહિના પાસે રહ્યા, તને. હાજી સાંદીપનિ ઋષિને ઘેર. મને.
અન્નભિક્ષા માગી લાવતા, તને. હાજી જમતા ત્રણે ભ્રાત; મને.
આપણ સૂતા એક સાથરે, તને. સુખ દુઃખની કરતા વાત. મને.૫
પાછલી રાતના જાગતા, તને. હાજી કરતા વેદની ધુન્ય; મને.
ગુરુ આપણા ગામે ગયા, તને. હાજી જાચવા કોઇક મુન્ય. મને.
કામ દીધું ગોરાણિયે, તને. કહ્યું લઈ આવોને કાષ્ઠ; મને.
શરીર આપણાં ઉકળ્યાં, તને. હાજી માથે તપ્યો અરિષ્ટ. મને.
સ્કંધે કહેવાડા ધર્યા, તને. ઘણું દૂર ગયા રણછોડ; મને.૧૦
આપણ વાદ વધ્યા ત્રણે બાંધવા, તને. હાજી ફાડ્યું મોટું ખોડ. મને.
ત્રણે ભારા બાંધ્યા દોરડે, તને. હાજી આવ્યા આરે મેહ; મને.
શીતળ વાયુ વાયો ઘણો, તને. ટાઢે થરથર ધ્રુજે દેહ. મને.
નદીએ પૂર આવ્યું ઘણું, તને. ઘન વરસ્યો મૂશળધાર; મને.
એકે દિશા સૂઝી નહીં, તને. થયા વીજતણા ચમકાર. મને.૧૫
ગુરુજી ખોળવા નીસર્યા, તને. કહ્યું સ્ત્રીને કીધો તેં કેર; મને.
આપણને હૃદિયા શું ચાંપિયા, તને. પછે તેડીને લાવ્યા ઘેર. મને.
ગોરાણી ગૌ દોતાં હતાં, તને. હતી દોણી માગ્યાની ટેવ; મને.
મેં નિશાળેથી કર વધારિયો, તને. હાજી દીધી દોણી તતખેવ. મને.
જ્ઞાન થયું ગુરુપત્નીને, તને. તમને જાણ્યા જગદાધાર; મને.૨૦
ગુરુદક્ષિણામાં માગિયું, તને. હાજી મૃત્યુ પામ્યો જે કુમાર. મને.
મેં સાગરમાં ઝંપાવિયું, તને. તમો શોધ્યાં સપ્ત પાતાળ; મને.
હું પંચાનન શંખ લાવિયો, તને. હાજી દૈત્યનો આણ્યો કાળ. મને

સંયમની પુરી હું ગયો, તને. પછે આવી મળ્યો જમરાય; મને.
પુત્ર ગોરાણીને આપિયો. તને. હાજી પછે થયા વિદાય. મને.૨૫
આપણે તે દિનથી જૂદા પડ્યા, તને. હાજી ફરીને મળીયા આજ; મને.
હું તુજ પાસે વિદ્યા ભણ્યો, તને. મને મોટો કર્યો મહારાજ. મને.

**વલણ.**

મહારાજ લાજ નિજ દાસની, વધારો છો શ્રીહરિ;
પછી દરિદ્ર ખોવા દાસનાં, સૌમ્ય દૃષ્ટિ શ્યામે કરી. ૨૯

**કડવું ૧૧ મું—રાગ વસંત.**

સકળ સુંદરીઓ દેખતાં, ગોષ્ટિ ગોવિંદે કીધી;
પછે દરિદ્ર ખોવા દાસનાં, ગાંઠડી દૃષ્ટિમાં લીધી. સકળ. ટેક
મનવાંછિત ફળ આજ હું પામ્યો, મિત્રજી મળવા આવ્યા;
ચતુર ભાભીએ ભેટ મોકલી, કહો સખા શું લાવ્યા. સકળ.
અઢળક ઢળિયોરે શ્યામળિયો, મુષ્ટિ તાંદુલ માટે; ૫
ઇંદ્રનો વૈભવ સેજમાં આપ્યો, સ્વલ્પ સુખડી સાટે. સકળ.
ચરણ તળે ચાંપી રહ્યા સુદામો, કૃષ્ણજી કહે છે કહાડો;
અમજોગ જો ભેટ ન હોય તો, દૂરથકી દેખાડો. સકળ.
એ દેવતાને દુર્લભ દીસે, જાચે જાદવ રાય;
જો પવિત્ર સુખડી પ્રેમે આપો, તો ભવની ભાવઠ જાય. સકળ. ૧૦
ભગવાનની સ્ત્રીઓ ભર્મમાં ભૂલી, જૂએ મળી સમસ્ત;
અમૃત ફળ કે સંજીવન મણિ, હરિ હોડે છે હસ્ત. સકળ.
આમ હરિ જ્યારે હાથ લગાડે, ઋષિ ખસેડે આમ;
ભક્તહેત પોતે દેખાડે, સઉને સુંદરશ્યામ. સકળ.
અવલોકવા ઊભી સઉ નારી, કર ધરી કનકનાં પાત્ર; ૧૫
જદુપતિને જાચે સઉ નારી, અમને આપજો તિલ માત્ર. સકળ.

સુદામો ચિંતામાં પડિયો, લજ્જા મારી જાશે;
ભર્મ ભાંગશે તાંદુલ દેખી, કૌતક મારું થાશે. સકળ.
સ્રીને કહ્યેથી હું થયો લોભી, તુચ્છ ભેટ અહિંયાં આણી;
લજ્જા લાખ ટકાની ખોઇ, ઘર ઘાલ્યું ઘણિયાણી. સકળ. ૨૦
સુદામાના મનની શોચના, શ્યામળીએ સઉ જાણી;
હસતાં ખસતાં પાસે આવી, તાંદુલ લીધા તાણી. સકળ.
હેઠળ હેમની થાળી મેલી, વસ્તુ લેવા જગદીશ;
છોડે છબીલો પાર ન આવે, ચીથરાં દશ વીશ. સકળ.
પટરાણીઓ જોઈ અચરજ પામી, છે પારશ કે રત્ન; ૨૫
અમર ફળ કે સંજીવન મણિ, આવડું કીધું છે જત્ન. સકળ.
કણ વેરાણા ને પાત્ર ભરાણું, જોઈ રહ્યો જુવતીનોસાથ;
તાંદુલના કણ હૃદયે ચાંપી, બોલ્યા લક્ષ્મીનાથ. સકળ.
સુદામા મેં આ અવનીમાં, લીધા બહુ અવતાર;
આ તાંદુલનો સ્વાદ છે એવો, નથી આરોગ્યો એકેવાર. સકળ. ૩૦
મોટા મોટા મિત્ર મેં જોયા, ધ્રુવ અંબરિષ પ્રહ્લાદ;
આ તાંદુલનો એકે મિત્રે, દેખાડયો નથી સ્વાદ. સકળ.
તુચ્છ ભેટ ભારે કરી માની, વિચાર્યું ભગવાન;
સાત જન્મ સૂધી સુદામે, નથી કીધાં પુણ્યદાન. સકળ.
જાચક રૂપ થયા જગજીવન, પ્રીત હૃદેમાં વ્યાપી, ૩૫
મુખમાં મુષ્ટિ તાંદુલ મૂકયા, દારિદ્રય નાંખ્યાં કાપી. સકળ.
કર મરડીને ગાંઠડી લીધી, સાથેનાં દુઃખ મોળ્યાં;
જેમ જેમ ચીથરાં છોડ્યાં નાથે, ભવના બંધન તોડ્યાં. સકળ
જ્યારે તાંદુલ મુખમાં મૂકયા, ઉડી છાપરી આકાશ,
તેણે સ્થાનક સુદામાને થયા, સપ્ત ભૂમિના અવાસ. સકળ. ૪૦
ઋષિપત્ની થયાં રુક્મિણીસરખાં, શ્યામ સરીખા પુત્ર;

એ વૈભવને કવિ શું વખાણે, જેવું કૃષ્ણનું ઘર સૂત્ર. સકળ.
બીજીમુઠીજ્યારેમુખમાંમૂકે,ત્યાંગ્રહ્યોરુક્મિણીએ પાણ;
એમાં શું ઓછું છે સ્વામી,અમને આપો ચતુરસુજાણ. સકળ.
અષ્ટ મહાસિદ્ધિ ને નવ નિધિ, તે મોકલી વણ માગી; ૪૧
તે સુદામો નથી જાણતા, જે ભવની ભાવઠ ભાગી. સકળ.
હાથી ડોલે ને દુંદુભી બોલે, ગુણિજન ગાયે સાખી;
જડિત્ર હિંડોળો હેમનો બાંધી, હીંચે છે હરિણાક્ષી. સકળ.
હીરા રત્ન કનકમય કોટી, હાર્યો દ્રવ્યે કુબેર;
કોટિધ્વજ લાખેણાં વાજે, છપ્પન ઉપર ભેર. સકળ. ૫૦

### વલણ.

વાજે ભેર અખુટ ભંડારની, ત્રુઠ્યા શ્રીગોપાળરે;
એમ રાત વાતમાં વહી ગઈ, થયો પ્રાતઃકાળરે. ૫૨

### કડવું ૧૨ મું.—રાગ મેવાડો.

શુકજી કહે સાંભળ રાજંન, પરમ કથા પ્રૌઢી પાવન;
વળી વિચારે કમળાપતિ, મેં સુદામા સરખું આપ્યું નથી.
અકેકો કણ જે તાંદુલતણો, ઇંદ્રાસનપેં મોંઘો ઘણો.
દુર્બળ દાસના ભાવની ભેટ, પરમ વિધિએ ભરાયું પેટ.
હું એ સરખો થઈ વનમાં તાપું, વૈકુંઠની રિદ્ધિ એને આપું; ૫
સોળ સહસ્ર સાથે રુક્મિણી, સેવા કરે સુદામા તણી.
દ્વારિકા આપવા ઇચ્છા કરી, વળિ મુંઠી શ્રીનાથે ભરી;
ત્યારે રુક્મિણીએ સહાયો હાથ,અમેઅપરાધ શો કીધો નાથ.
સામું જોઈ રહ્યાં દંપતી, સોળ સહસ્રમાં પ્રીછતી નથી;
સકળ નારીને કરુણા કરી, તાંદુલ વહેંચી આપ્યા હરિ. ૧૦

તેમાં મૂક્યો સ્વાદ અપાર, સ્ત્રી આગળ રાખ્યો મિત્રનો ભાર;
હાસ્ય વિનોદ કરતાં વહી શર્વરી, થયો પ્રાત સુદામે જાચ્યા હરિ.
મને વિદાય કરો જગજીવન, હરિ કહે પધારિયે સ્વામીન;
વળી કૃપા કરજો કોઈ સમે, ઠાલે હાથે નરહરિ નમે.
પ્રભુ પોળ લગી વોળાવા જાય, કોડી એક ન મૂકી કરમાંય; ૧૫
સત્યભામા કહે સુણો જાંબુવતી, કૃપણ થયા કેમ કમળાપતિ.
બ્રાહ્મણ વળી મિત્ર પોતાતણો, દરિદ્ર દુઃખે પીડેલો ઘણો;
તેને વાળ્યો નિર્મુખ ફરી રુક્મિણી કહે શું સમજો સુંદરી.
બેલડિયે વળગ્યા વિશ્વાધાર, સુદામે જાતાં કર્યો વિચાર;
એના વૈભવઆગળ વળિયો છેક, પણ મને ન આપી કોડી એક. ૨૦
સ્ત્રીની ચોરી મનમાં ધરી, પણ કાંઈક ગુપ્ત મને આપશે હરિ;
માધવ માર્ગે વોળાવા ગયા, પછી સુદામોજી ઊભા રહ્યા.
વિઠ્ઠલજી હવે પાછા વળો, તવ ભેટીને રોયા શ્યામળો,
વળ્યા કૃષ્ણ ફરી મળજો કહી, પણ કરમાં કાંઈ મૂક્યું નહીં.
ઋષિ સુદામે મૂક્યો નિઃશ્વાસ, ચાલ્યો બ્રાહ્મણ થઈને નિરાશ; ૨૫
ઋષિ પામ્યો મનમાં સંતાપ, નિંદા કરવા લાગ્યો આપ.
હું માગવા આવ્યો મિત્ર કને, તેણે મૃત્યુ શેં નાવ્યું મને;
સ્ત્રીજિત નર તે શબ સમાન, રંડાએ ઉપજાવ્યું અપમાન.
એકાંતરા મળે જો અન્ન, કંદ મૂળ કીજે પ્રાશંન;
ભૂખે મરે બાળક નહાનડાં, ખવરાવિયે સૂકાં પાંદડાં. ૩૦
પવન પ્રાશીને ભરીએ પેટ, નીચ પુરુષની કરીએ વેઠ,
કાષ્ઠ કે તૃણનો વિક્રય કરી, અથવા પરઘેર પાણી ભરી.
અથવા વિષ પીને પોઢીએ, પણ મિત્ર કને કર નવ ઓઢીએ;
અજાચક વ્રત મૂક્યું આજ, ખોઈ લાખ ટકાની લાજ.
દામોદરે મને કીધી દયા, મૂળગા મારા તાંદુલ ગયા; ૩૫

કૃપણને ધન હોયે ઘણું, એને નગર છે સોના તણું.
બાંધી મુઠી ને મિત્રાચાર, મોટો નિર્દય નંદકુમાર;
એને આપતાં શું ઓછું થાત, હું દુર્બળની ભાવઠ જાત.
સામા મળી મને ભેટયા હરિ, પાગ પખાળીને પૂજા કરી;
આસન વ્યંજન ભોજન ભલું, મુજ રાંકને કોણ કરે એટલું. ૪૦
એ સર્વ ધૂર્ત કપટીની સેવા, લટપટ કરી મારા તાંદુલ લેવા;
જેનું લે તેનો નવ રાખે ભાર, હરિને નિંદુ તો મને ધિક્કાર.
જો ગોપીનાં મન લીધાં હરી, તો કમળાનું સુખ પામ્યાં સુંદરી,
ઋષિપત્નીનાં ખાધાં અન્ન, તો સાયુજ્યમુક્તિ પામ્યાં સ્ત્રીજન.
ચંદન કુબ્જાજીનું લીધ, સ્વરૂપ લક્ષ્મી સમાણું કીધ; ૪૫
જો ભાજી પત્રનો કીધો આહાર, તો વિદુર તાર્યો સંસાર.
કૃપા કરી મને જગદાધાર, પણ મારૂં કર્મ કઠોર અપાર;
વિવેક જ્ઞાન સુદામે ગ્રહ્યું, ધન નાવ્યું તો સારૂં થયું.
ધને કરી મદ મુજને થાત, ભક્તિ પ્રભુની ભૂલી જાત;
કૃષ્ણે મુજને કરુણા કરી, દારિદ્ર દુઃખ ન લીધું હરી, ૫૦
સુખમાં વ્યાપે ક્રોધ ને કામ, દુઃખમાં સાંભરે કેશવ રામ.

### વલણ.

રામ સાંભરે વૈરાગ્યથી, ઋષિ જ્ઞાનઘોડે ચડયા;
વિચાર કરતાં ગામ આવ્યું, ધામ દેખી ભૂલા પડયા. ૫૩

### કડવું ૧૩ મું—રાગ રામગ્રી.

શુકજી ભાખે હરિગુણગ્રામજી, દીઠું સુંદર કંચનધામજી;
મેડી અટારી અદ્ભુત કામ જી, ઋષિ વિચારે ભૂલ્યો ઠામજી.

ઢાળ.

ઠામ ભૂલ્યો પણ ગ્રામ નિશ્ચે, ધામ કોઈ ધનવંતનાં;
એ ભુવનમાં વસતા હશે, જેણે સેવ્યાં ચરણ ભગવંતનાં.
એવું વિચારી વિપ્ર વળિયો, બધું નગર અવલોકન કરી, ૫
ઋષિ ઇચ્છા આણી સર્વ જોતા, તે ભુવન પાછળ ફેરા ફરી.
પછી સુદામો પડ્યા સાંસામાં, વિચાર કરે વેગળા જઈ;
આ ભુવન કોણે કર્યો હશે, પર્ણકુટી મારી કયાં ગઈ.
એ વિશ્વકર્મા રચી રચના, મનુષ્ય પામર શું કરે;
કુટુંબ મારૂં કયાં ગયું, ઋષિ વામ દક્ષિણ ફેરા ફરે. ૧૦
કોઈ કીર્તિ બોલે હસ્તી ડોલે, હયશાળામાં હય હણહણે;
દાસીકનક કલશ ભરી પાણી લાવે, ઉભા અચ્યુતસેવક આંગણે.
દુંદુભી વાજે ઢોલ ગાજે, મંડપ તાંડવ થાય છે;
મૃદંગ ધમકે ઘુઘરી ઘમકે, ગીત ગુણીજન ગાય છે.
જોઈ સુદામે નિઃશ્વાસ મૂકયો, કોઈ છત્રપતિનાં ઘર થયાં; ૧૫
આશ્રમ ગયાનું દુઃખ નથી, પણ બાળક મારાં કયાં ગયાં.
હોમશાળા રુદ્રાક્ષમાળા, મારી પત્ર કુશની સાદડી;
ગોપીચંદન સન્માર્જની ગઇ, વિપત્ય આવડી કયમ પડી.
દૈવની ગતિ ગહન દીસે, પડયો પ્રાણ કર્મ આધીન;
કુટુંબ વિટંબની વેદના, હુંને દૈવે દંડયો દીન, ૨૦
તુટી સરખી ઝુંપડી ને, લુંટી સરખી નાર;
સડ્યાં સરખાં છોકરાં, નવ મળ્યાં બીજી વાર.
સંકલ્પ વિકલ્પ કોટી કરતાં, ઋષિ આવાગમન હિંડોળે ચડયા;
બારીએ બેસી પંથ જોતાં. નિજ કંથ સ્ત્રીની દષ્ટે પડયા.
સાહેલી એક સહસ્ર લેઈને, સતી ગઈ પતિને તેડવા; ૨૫
જળઝારી ભરીને નારી જાએ, જાણે હસ્તિની કલશ રેડવા.

હંસગામિની ને હર્ષ પૂરણ, અભિલાષ મનમાં ઇચ્છિયા;
ઝાંઝર ઝમકે ઘુઘરી ઘમકે, વાજે અણુવટ વીંછિયા.
સુદામે જાણી આવી રાણી, ઇંદ્રાણી કે રુક્મિણી;
સાવિત્રી કે સરસ્વતી, કે શકિત શિવશંકરતણી. ૩૦
સાહેલી સહુ વીંટી વળી, પદ્મિની લાગી પાય;
પજા કરી પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાઠા જાય.
થર થર ધ્રુજે ને કાંઈ ન સૂજે, છૂટી જટા ઉઘાડે શીશ;
હસ્ત ગ્રહેવા જાય સુંદરી, તવ ઋષિજી પાડે ચીસ.
હું તો સેજે જોઉં છું ઘર નવાં, મને નથી કપટ વિચાર; ૩૫
હું તો વૃદ્ધ ને તમો જોબન નારી, છે કઠણ લોકાચાર.
ભોગાસક્ત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ;
જાવા દ્યો મને કાં દમો છો, તમને હજો કલ્યાણ.
આંગણામાં કોઇ નર નથી, આ દીસે સ્ત્રીનું રાજ્ય;
તમનેપાપણીઓ પરમેશ્વર પૂછશે, હુંને કાં આણોછો વાજ્ય. ૪૦
ઋષિપત્ની કહે સ્વામી મારા, તમે રખે દેતા શાપ;
દારિદ્રય ગયાં નવાં ઘર થયાં, શ્રીકૃષ્ણ ચરણપ્રતાપ.
એવું કહી કર ગ્રહીને ચાલી, તું સાંભળ પરીક્ષિત ભૂપ;
સુદામો પેઠા પોળમાં, થયું કૃષ્ણ સરખું રૂપ.

### વલણ.

રૂપે બીજા કૃષ્ણજી, જરા ગઈ ને જોબન આવિયું; ૪૫
બેલડિયે વળગ્યાં દંપતી, જાણે કામ જોડું લજાવિયું. ૪૬

### કડવું ૧૪મું.–રાગ ધનાશ્રી.

નિજ મંદિર સુદામો ગયા, તતક્ષણ કૃષ્ણજી સરખા થયા;
દંપતી રાજ્યશોભાએ ભર્યાં, શ્રીકૃષ્ણે દુઃખ દોહેલાં હર્યાં.

ઢાળ.

દોહેલાં ગયાં ને સોહેલાં થયાં, ભર્યાં ભવન લક્ષ્મી વડે;
એક મુષ્ઠિ તાંદુલ આરોગ્યા, તે લક્ષ જન્મે નવ જડે.
વસન વાહન ભવન ભોજન, ભૂષણ ભવ્ય ભંડાર. ૫
ચામર, આસન, છત્ર બિરાજે ઇન્દ્રનો અધિકાર;
મેડી અટારી છજાં જાળી, ઝળકે મીનાકારી કામ;
સ્ફાટિક મણિએ સ્થંભ જડ્યાછે, કૈલાસ સરખું ધામ.
વિશ્વકર્મા ભૂલે બ્રહ્મા, જોઈ ભવનનો ભાવ;
માણેક મુકતા રત્ન હીરા, ઝવેર જોત્ય જડાવ. ૧૦
ગોળી ગોળા ઘડા ગાગર, સર્વે કનકનાં પાત્ર;
સુદામાના વૈભવ આગળ, કુબેર તે કોણ માત્ર.
ત્યાં જાચકનાં બહુ જુથ આવે, નિર્મુખ કોઇ નવ જાય;
જેને સુદામો દાન આપે, લક્ષપતિ તે થાય.
ઋષિ સુદામાના પુર વિષે, ન મળે દરિદ્રી કોય; ૧૫
કોટિધ્વજ ને લક્ષદીપક, અકાળ મૃત્યુ ન હોય.
યદ્યપિ વૈભવ ઇન્દ્રનો પણ, ઋષિ રહે છે ઉદાસ;
વિજોગ રાખે જોગનો, થઇ ગૃહસ્થ પાળે સંન્યાસ.
વેદાધ્યયન અગ્નિહોત્ર હોમે, રાખે પ્રભુનું ધ્યાન;
માળા ન મૂકે ભક્તિ ન ચૂકે, એવા વૈષ્ણવ ઋષિ ભગવાન. ૨૦
સુદામાનું ચરિત્ર સાંભળે, તેનું દુઃખ દારિદ્રય જાય;
ભવ દુઃખ વામે મુક્તિ પામે, મળે માધવરાય.
વીરક્ષેત્ર વડોદરું, ગુજરાત મધ્યે ગામ;
ચતુર્વેશી જ્ઞાતિ બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામ.
સંવત સત્તર આડત્રીસમાં, શ્રાવણ શુદી નિદાન; ૨૫
તિથિ તૃતીયા ને ભૃગુવારે, પદબંધ કીધું આખ્યાન.

ઉદર નિમિત્તે સુરત સેવ્યું, ને ગામ નંદરબાર;
નંદીપુરામાં કીધી કથા, જથાબુદ્ધિ અનુસાર.

વલણ.

બુદ્ધિમાને કથા કીધી, કરનારે લીલા કરી;
ભટ પ્રેમાનંદ નામ મિથ્યા, શ્રોતા બોલો જે હરિ. ૩૦



ॐ श्री हरिः

# વિવેચન

## કડવું ૧ લું.

૧-૨. કોઈ પણ ગ્રંથનો આરંભ કરતા પહેલાં મંગલાચરણ કરવાનો પ્રાચીન ગ્રંથકારોનો રિવાજ છે. મંગલ એટલે કલ્યાણ. તેથી કલ્યાણની ઇચ્છાથી આરંભમાં કોઇ દેવની સ્તુતિ કરવી તેનું નામ મંગલાચરણ. મંગલાચરણ કરવાથી ગ્રંથની સમાપ્તિ નિર્વિઘ્ને થાય છે અને જે દેવની સ્તુતિ કરવામાં આવી હોય તે દેવ ગ્રંથ લખવામાં સારી બુદ્ધિની પ્રેરણા **કરે છે** એમ ગ્રંથકારો માને છે. આ રિવાજ પ્રમાણે કવિ પ્રેમાનંદ **પણ** સુદામા ચરિત્રના આરંભમાં આ બે લીટીથી મંગલાચરણ કરી પોતાના ગુરુ, ગણપતિ, અંબામાતા અને સરસ્વતીનું સ્મરણ કરે છે, અને તેમની પાસેથી "પ્રબળ ગતિ અને વિમળ મતિ" માગે છે. ગુરુ અજ્ઞાનનો નાશ કરી જ્ઞાન આપનાર **છે**: તેમના આપેલા જ્ઞાનવડેજ ગ્રંથ લખવાની શક્તિ આવે છે; માટે **પ્રથમ** તેમનું સ્મરણ કરે છે. ગણપતિ વિઘ્ન નાશ કરનાર દેવ છે. અંબાજી શક્તિસ્વરૂપ હોઇ શક્તિદાતા છે, અને સરસ્વતી વાણીની અધિષ્ઠાત્રી દેવી છે, તેથી વિઘ્ન નાશ થવા, ગ્રંથ લખવાની શક્તિ આવવા, અને શુદ્ધ વાણી પ્રાપ્ત થવા કવિ ગણપતિ, અંબાજી અને સરસ્વતીનું સ્મરણ કરે છે. કાર્યારંભે દેવતા સ્મરણને માટે હિંદુશાસ્ત્રોમાં આમ કહ્યું છે:—

> **विनायकं गुरुं भानुं ब्रह्मविष्णुमहेश्वरान् ।**
> **सरस्वतीं प्रणम्यादौ सर्वकार्यार्थ सिद्धये ॥**

સર્વ કાર્યની સિદ્ધિને માટે કોઈ પણ કાર્યની શરૂઆતમાં ગણપતિ, ગુરુ, સૂર્ય, બ્રહ્મા, વિષ્ણુ, શંકર, અને સરસ્વતીને પ્રણામ કરવા જોઇએ.

૧. **શ્રી**-લક્ષ્મી. શોભા, માન અથવા મહત્તાસૂચક શબ્દ. માન અથવા મહત્તા બતાવવાને નામની પહેલાં **શ્રી** મૂકવામાં આવે છે. જેમકે,

શ્રીકૃષ્ણ, શ્રીવિષ્ણુ, વગેરે. દરજ્જા પ્રમાણે નામની પહેલાં મૂકવાની **શ્રી**ની સંખ્યા જુદી જુદી હોય છે. અતિશય મહત્તા બતાવવા **૧૦૦૮** કે તેથી પણ વધારે **શ્રી** નામની પહેલાં મૂકવામાં આવે છે. પરંતુ સામાન્ય નિયમ આ પ્રમાણે છે:—

**षड्गुरोः स्वामिनां पंच द्वे भृत्येऽब्धिमितारिपौ ।**
**श्रीकाराश्च त्रयो मित्रे एकैकः पुत्रभार्ययोः ॥**

અર્થાત્ ગુરુના નામ આગળ ૬, પોતાના માલીકના નામ આગળ ૫, ચાકરના નામ આગળ ૨, શત્રુના નામ આગળ ૭, મિત્રના નામ આગળ ૩, અને સ્ત્રી તથા પુત્રના નામ આગળ ૧ **શ્રી** મૂકાય છે. પરંતુ આ નિયમ કાગળ લખતી વખતનો છે. સામાન્ય માનસૂચક તો એકજ શ્રી લગાડાય છે.

કેટલીક વખત નામની પછી પણ **શ્રી** મૂકવામાં આવે છે અને તે વખતે તેનો અર્થ શોભા અથવા લક્ષ્મી થાય છે. જેમકે વનશ્રી–વનની શોભા, વિજયશ્રી–વિજયની લક્ષ્મી, વીરશ્રી-વીરપુરૂષનું તેજ. તેમજ માતુઃશ્રી, પિતાશ્રી એમ પણ લખાય છે.

**ગુરૂ**—જ્ઞાનદાતા, જેની પાસેથી વિદ્યા ભણ્યા હોઈએ તે. ગુરુ બે પ્રકારના ગણાય છે. જેની પાસેથી વિદ્યાદાન લીધું હોય તે, અને ઈશ્વર-પ્રાપ્તિને માટે ધર્મોપદેશ જેની પાસેથી લીધો હોય તે. બન્ને ગુરુ સરખા પૂજનીય ગણાય છે. ગુરુ સર્વદેવમય છે તેથી દેવની પેઠે તેમને માન આપવામાં આવે છે, અને ગુરુદેવ કહેવાય છે. ભાવિક લોકો ગુરુને ઈશ્વરથી પણ અધિક માને છે. અને કહે છે કે—

**गुरु गोविंद दोनो खडे, किसकुं लागुं पाय;**
**बलिहारी गुरु देवकी, जिने गोविंद दियो बताय.**

ઈશ્વરને ઓળખાવનાર ગુરુ છે તેથી ઈશ્વર કરતાં ગુરુની શ્રેષ્ઠતા વર્ણવી છે.

**गुरुर्ब्रह्मा गुरुर्विष्णु र्गुरुर्देवो महेश्वरः ।**

એમ બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વર એ ત્રણે દેવરૂપ ગુરુ છે એવું

**ગુરુગીતા**માં કહેલું છે. તેથી પ્રેમાનંદ પણ પોતાના ગુરુને દેવ કહે એ વાજબી છે.

**દેવ**—( **દિવ્** પ્રકાશવું, **to shine** )

**ગુરુદેવ**—ગુરુ એજ દેવ. ( કર્મધારય સમાસ )

**ગણપતિ**—ગણોના પતિ. ( ષષ્ઠી તત્પુરુષ ). શંકર અને પાર્વતીના પુત્ર; વિઘ્નવિનાશક દેવ; સર્વસિદ્ધિ-મંગળના અધિષ્ઠાતા. સર્વ શુભકાર્યના આરંભે ગણપતિનું પૂજન સ્મરણ કરવાનો રિવાજ છે. એથી કાર્યસિદ્ધિ થાય, અને કાર્યમાં વિઘ્ન ન આવે એમ મનાય છે. **ગણો** એ મહાદેવના અનુચરો, એક પ્રકારના દેવો છે, તેમનું ઉપરીપણું એમને આપેલું છે તેથી ગણપતિ કહેવાય છે. અથવા **ગણ** એટલે ટોળુ, સમૂહ; જગતના તમામ ચરાચર પદાર્થના સમૂહના અધિષ્ઠાતા, ઈશ્વર. **ગણેશપુરાણ**માં ગણપતિને ઇશ્વરરૂપ માનેલા છે. **પતિ** (એમાં **પા** ધાતુ = રક્ષણ કરવું, **to protect**) એટલે પાલક, રક્ષણ કરનાર, માલીક. **ગણેશ, ગજાનન, વિનાયક, વિઘ્નરાજ, લંબોદર** વગેરે ગણપતિનાં બીજાં નામો છે. ગણપતિને ચાર હાથ, ભારે શરીર, મોટું પેટ, હાથીનું મોં અને સુંઢ, ને એક દાંત છે. **પરશુરામ** સાથે યુદ્ધ કરતાં એક દાંત ભાગી ગયો હતો. એમને વાહન ઉંદરનું છે, **સિદ્ધિ** ને **બુદ્ધિ** એ સ્ત્રીઓ છે, અને **લક્ષ** તથા **લાભ** નામના બે પુત્રો છે. એ લખવામાં બહુ કુશળ હોવાથી **વ્યાસ** ભગવાને **મહાભારત** બનાવ્યું ત્યારે તે લખવાને ગણપતિને બેસાડ્યા હતા. ગણપતિને લાડુ બહુ ભાવે છે. ગણપતિની ઉત્પત્તિને માટે એવી કથા છે કે, **શિવજી** તપશ્ચર્યા કરવા જવા તયાર થયા ત્યારે **પાર્વતીએ** કહ્યું કે અહીં મારૂં રક્ષણ કોણ કરશે ? માટે મને એક પુત્ર આપીને જાઓ. ત્યારે **શિવજીએ** કહ્યું કે તમે તમારી મેળે તમારી શક્તિથી પુત્ર ઉત્પન્ન કરી લેજો. પછી **શિવજીના** ગયા પછી **પાર્વતીએ** પોતાના શરીરનો મેલ ઉતારી તેમાંથી એક પુત્ર ને એક પુત્રી ઉત્પન્ન કર્યાં. આ પછી **નારદે** જઇને **શિવના** કાન ભંભેરયા કે તમે તો જંગલમાં બેઠા છો ને ઘેર તો છોકરાં ઉત્પન્ન થયાં છે. **શિવ** ભોળા હોવાથી પાછલી વાત ભૂલી ગયા, અને

એકદમ ઘેર આવ્યા. આ વખતે પાર્વતી ઘરમાં સ્નાન કરવા બેઠાં હતાં અને બને છોકરાંને બારણે ચોકી કરવા બેસાડ્યાં હતાં. મહાદેવ ઘરમાં પેસવા જતા હતા તેમને પુત્ર–ગણપતિએ અટકાવ્યા. તેમ કરતાં યુદ્ધ થયું, તેમાં મહાદેવે ત્રિશૂળ મારી ગણપતિનું માથું ઉડાવી દીધું એટલે પુત્રી ઉષા–ઓખા નાસી ગઈ ને મીઠાની કોટડીમાં ભરાઈ ગઈ. મહાદેવ ઘરમાં ગયા એટલે પાર્વતીએ પૂછ્યું કે મેં પુત્ર પુત્રીને ચોકી કરવા બારણામાં બેસાડ્યાં છે ને તમે શી રીતે અંદર આવી શક્યા? મહાદેવે કહ્યું કે પુત્ર પુત્રી કેવાં? પછી જ્યારે પાર્વતીએ પાછલી વાત યાદ દેવડાવી ત્યારે શિવજી પસ્તાવો કરી કહેવા લાગ્યા કે પુત્રનું મસ્તક તો મેં છેદી નાખ્યું. આ સાંભળી પાર્વતી બહુ કલ્પાંત કરવા લાગ્યાં ને કહ્યું કે મારા પુત્રને જીવતો કરી આપો. તે ઉપરથી મસ્તકની શોધ કરવા માંડી પણ તે તો ચંદ્રમંડળમાં પડ્યું હતું તેથી એક હાથીનું મસ્તક કાપી લાવી ગણપતિના ધડ ઉપર બેસાડી તેમને સજીવન કર્યા. પુત્રને આવો બેડોળ થયેલો જોઈ પાર્વતી શોક કરવા લાગ્યાં ત્યારે મહાદેવે વરદાન આપ્યું કે એ સર્વ દેવમાં પહેલા પૂજાશે, અને દરેક શુભ કામના આરંભમાં એનું આરાધન થશે.

**સમરું**—સ્મરું, સ્મરણ કરું. (**स्मृ to remember**, સ્મરણ કરવું.)

**અંબા**—માતા; દેવી; બ્રહ્માંડમાં શક્તિરૂપે વ્યાપી રહેલી દેવી; ભવાની; પાર્વતી, અંબિકા. ગુજરાતની ઉત્તરે આબુ ઉપર એનું સ્થાનક છે. કાલિકા, ચંડી, વગેરે ગુણ અને સ્થાન ઉપરથી એનાં જુદાં જુદાં નામ પડેલાં છે. એ શિવની પત્ની ગણાય છે અને દેવી ભાગવતમાં તેનું ઘણું માહાત્મ્ય વર્ણવેલું છે.

**સરસ્વતી—सरस + वती**=વાણીની દેવી; બ્રહ્માની પુત્રી. એ કુમારી છે અને બહુ રૂપાળી હોવાથી બ્રહ્મા મોહ પામી તેની પાછળ દોડ્યા હતા. તે ઉપરથી દેવોએ મળીને બ્રહ્માને શાપ દીધો હતો કે તે જગતમાં પૂજાશે નહિ. આથી બ્રહ્માની કોઈ પૂજા કરતું નથી ને પુષ્કરરાજ શિવાય કોઈ ઠેકાણે બ્રહ્માનું દેવળ નથી. સરસ્વતીનું સ્વરૂપ આ પ્રમાણે વર્ણવેલું છે:—

*शुक्लां ब्रह्मविचारसारपरमामाद्यां जगद्व्यापिनीं
वीणापुस्तकधारिणीमभयदांजाड्यांधकारापहाम् ।
हस्ते स्फाटिकमालिकां विदधतीं पद्मासने संस्थितां
वंदे तां परमेश्वरीं भगवतीं बुद्धिप्रदां शारदाम् ॥

સરસ્વતીને મોરનું અથવા હંસનું વાહન છે. એણે સંસ્કૃત ભાષા ઉત્પન્ન કરી એમ કહેવાય છે.

૨. **પ્રબળ**—( **प्र**–વધારે + **बळ** ) ઘણો.

**ગતિ**—(**गम् to go**, જવું + **ति** ક્રિયા વાચક પ્રત્યય.) જવાની–વિષયમાં પ્રવેશ પામવાની ક્રિયા–શક્તિ. ગતિની પેઠે સસ્કૃત ધાતુને **ति** પ્રત્યય લાગીને મતિ, સ્થિતિ, કૃતિ વગેરે શબ્દો બનેલા છે.

**વિમળ**—(**वि**–નહિ + **मल** મેલ.) મેલ વગરની, ચોકખી, સ્વચ્છ.

**મતિ**—( **मन् to think**, વિચારવું + **ति** ) બુદ્ધિ.

૩. **શુકસ્વામી**—શુક એજ સ્વામી. (કર્મધારય સમાસ.) શુકદેવ, શુકમુનિ, એ નામના ઋષિ. સ્વામીનો અર્થ ધણી અથવા માલિક થાય છે અને ઘણે ભાગે સંત સાધુ કે બ્રાહ્મણના નામની સાથે તે શબ્દ મૂકાય છે. બ્રાહ્મણો અને સંત સાધુઓ પોતાના જ્ઞાન અને દૈવીગુણોને લીધે જગતનું સ્વામિત્વ ભોગવવાને લાયક ગણાય છે.

શુક એ **વ્યાસ**ના પુત્ર થાય. એ ગર્ભયોગી કહેવાય છે, કેમકે જન્મતાંની સાથેજ એમણે સંસાર ત્યાગ કર્યો હતો. એવી કથા છે કે, એક વખત **પાર્વતી**એ **શિવ**ને કહ્યું કે મને ગુપ્ત જ્ઞાન સમજાવો. ત્યારે **શિવ**ે કહ્યું કે બીજું કોઈ પ્રાણી સાંભળી જાય, માટે એકાંત વગર ન

---

*શ્વેતવર્ણવાળી, બ્રહ્મ વિચારમાં મગ્ન રહેનારી, જગતમાં વ્યાપી રહેલી, આદિ શક્તિ. એક હાથમાં પુસ્તક, અને એક હાથમાં સ્ફટિકની માળા ધારણ કરનારી તથા એક હાથવડે ભક્તને અભય વરદાન આપનારી, અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનારી, કમળના આસન ઉપર બેઠેલી, બુદ્ધિ આપનારી, એવી પરમેશ્વરી ભગવતી શારદાદેવીને નમસ્કાર કરૂં છું.

બને. પછી જંગલમાંનાં બધાં પ્રાણીઓને કાઢી મૂકી **શિવજી પાર્વતીને** જ્ઞાન સંભળાવવા લાગ્યા. પણ તે વખતે **શિવ પાર્વતી** બેઠાં હતાં ત્યાં એક ઝાડ ઉપર માળામાં એક પોપટનું બચ્ચું બેસી રહ્યું હતું તેણે બધું સાંભળ્યું ને હુંકારો ભર્યો. પછી **શિવ** તેને પકડવા ગયા એટલે તે નાઠું. **શિવ** પાછળ દોડ્યા તેથી ગભરાઇને તે બચ્ચાના જીવે પોપટનું ખોળીયું છોડી દઇ વ્યાસ મુનિનાં પત્ની બેઠાં હતાં તેમના ઉદરમાં પ્રવેશ કરી દીધો. **શિવ** બાર વર્ષ સુધી ત્યાં બેસી રહ્યા ત્યાં સુધી તેનો જન્મ થયો નહિ. પછી વિષ્ણુએ આવી **શિવ**ના મનનું સમાધાન કર્યું ત્યારે તે ગયા. પછી વ્યાસ પત્નીએ એક પુત્રને જન્મ આપ્યો. તે જન્મતાંજ ઓરભર્યા સંસાર ત્યાગ કરી વૈરાગ્ય પામીને નાઠા. **વ્યાસ** તેમને સમજાવી પકડી લાવવા પાછળ ગયા પણ તે આવ્યા નહિ. છેવટ **ન**ર્મદાને કિનારે આશ્રમ બાંધીને રહ્યા ને તપશ્ચર્યા કરવા લાગ્યા. **વ્યાસજી** પણ ત્યાં પાસેજ નર્મદાની વચ્ચે બેટ ઉપર આશ્રમ બાંધીને રહ્યા. એ **વ્યાસ** અને શુકદેવનાં સ્થાનક **ચાં**ડોદથી **સી**નોર જતાં રસ્તામાં આવે છે, અને તે જગ્યાઓ બહુ રમણીય છે. **શુ**કદેવ પૂર્વ જન્મે પોપટ હતા. તેથી આ જન્મે પણ તેજ નામ પડ્યું. એમણે **પ**રીક્ષિત રાજાને ભાગવતની કથા સંભળાવી સાત દિવસમાં મોક્ષ આપ્યો હતો. **જ**નકરાજા પાસેથી એમણે જ્ઞાન મેળવ્યું હતું.

**પરીક્ષિત—(પરિ**–ચારે તરફ + **ઇક્ષ્** to see જોવું; ચારે તરફ તપાસીને જોવું, પરીક્ષા કરવી,) પાંચ પાંડવોમાંના **અર્જુ**ના પુત્ર **અભિમ**ન્યુનો ઉત્તરાથી થયેલો પુત્ર. એ જ્યારે ઉત્તરાના ગર્ભમાં હતો ત્યારે **અ**શ્વત્થામાએ તેના ઉપર બ્રહ્માસ્ત્ર છોડયું હતું, પણ **શ્રી**કૃષ્ણે સુદર્શન મૂકી બ્રહ્માસ્ત્રથી તેનું રક્ષણ કર્યું હતું અને ગર્ભમાં તેને દર્શન આપ્યુ હતું, પછી જયારે જન્મ થયો ત્યારે તેણે **શ્રી**કૃષ્ણને ઓળખી કાઢ્યા હતા, તેથી તેનું નામ **પ**રીક્ષિત–પરીક્ષા કરનાર એવું પડયું. એ એક વખત શિકાર કરવા ગયા હતા ત્યારે ત્યાં ઘણી તરસ લાગવાથી **ભિ**ડીઋષિના આશ્રમે પાણી પીવા ગયા. તે વખતે ઋષિ સમાધિમાં બેઠા હતા તેથી ઘણી બૂમો પાડવા છતાં તે બોલ્યા નહિ ને આશ્રમમાં બીજું કોઈ માણસ

હતું નહિ તેથી ગુસ્સે થઈ ઋષિના ગળામાં એક મરેલો સાપ નાખી રાજા ચાલતા થયા. આ વાતની ખબર ઋષિના શિષ્ય શૃંગી ઋષિને થઇ ત્યારે તેણે શાપ દીધો કે " મારા ગુરૂના ગળામાં સાપ નાખનારનું મૃત્યુ આજથી સાતમે દિવસે તક્ષક નાગના કરડવાથી થજો." ઋષિ સમાધિમાંથી જાગ્યા અને તેમને આ વાતની ખબર પડી ત્યારે તેમણે બહુ શોક કર્યો ને પરીક્ષિતને શાપ દીધાની ખબર કહેવડાવી. પરીક્ષિત પણ શોકાતુર થઈ ગંગા કાંઠે ગયા ને શુકદેવ પાસેથી સાત દિવસ સુધી ઈશ્વરના ધ્યાન સાથે ભગવાનની કથા એક ચિત્તે સાંભળી. સાતમે દિવસે ફલમાંના કીડા રૂપે આવી તક્ષકના કરડવાથી તે મરણ પામ્યા ને મોક્ષે ગયા.

**પુણ્યપવિત્ર**—પુણ્ય વડે પવિત્ર (તૃતીયા તત્પુરૂષ સમાસ)

**પુણ્ય**—(**पू** to purify પવિત્ર કરવું.) ધર્મ કાર્ય.

**પવિત્ર**—( **पू** to purify પવિત્ર કરવું; સન્નિકર્ષના નિયમ પ્રમાણે **पू** નો **पव्** થઈ **त्र** સાધન વાચક પ્રત્યય લાગ્યો) પાવન; શુદ્ધ.

**દશમસ્કંધ**—શ્રીમદ્ ભાગવત પુરાણનો દશમો ભાગ. એમાં શ્રીકૃષ્ણની લીલાનું વર્ણન છે. એના ૮૦ મા અધ્યાયમાં સુદામાની કથા છે.

સ્કંધનો અર્થ ખભો પણ થાય છે અને ઝાડમાંથી જ્યાં આગળથી ડાળી ફૂટેલી હોય તે ભાગને પણ સ્કંધ કહે છે. ભાગવતના કર્તાએ ભાગવતને કલ્પવૃક્ષની ઉપમા આપી છે અને તેથી એક મુખ્ય ભાગને સ્કંધ કહ્યો છે. ડાળીમાંથી જેમ નાની નાની અનેક શાખાઓ ફૂટે છે તેમ દરેક સ્કંધમાં પણ ઘણા અધ્યાયો છે. ભાગવતની પ્રશંસા કરતા એજ અર્થનું કહ્યું છે કે:—

निगम कल्पतरोर्गलितं फलं<br>
शुकमुखादमृतद्रवसंयुतम ।<br>
पिबत भागवतं रसमालयं<br>
मुहुरहो रसिका भुवि भावुकाः ॥

આમાં વેદને કલ્પવૃક્ષની ઉપમા આપી છે અને ભાગવતને તે કલ્પવૃક્ષનું રસ મય ફળ કહ્યું છે. વિદ્વાનો પોતાના ગ્રંથને અને તેના

ભાગોને અર્થ સૂચક નામો આવે છે. મહાભારતના ભાગોને **પર્વ** કહ્યા છે. કેમકે તેમાં શેરડીના પર્વ–પેરૈયાની પેઠે ક્રમે ક્રમે રસ ઓછો થતો જાય છે.

**અધ્યાય**—( **अधि+इ to learn** અભ્યાસ કરવો. ) અમુક મુદતમાં અભ્યાસ કરી શકાય એટલો ગ્રંથનો વિભાગ; પ્રકરણ; ભાગ.

**સુદામા**—( **सु** સારૂં+**दामन्** દોરી ) એક બ્રાહ્મણ, ઋષિ, શ્રીકૃષ્ણના પરમ મિત્ર, પણ દરિદ્રી અને ભક્ત. આ ગ્રંથમાં એનું ચરિત્ર વર્ણવવામાં આવ્યું છે.

**ચરિત્ર**—( **चर् to go,** જવું. ) જીવનના પ્રસંગો.

૫. **સાંદીપનિ**—એક ઋષિ; **શ્રી**કૃષ્ણ તથા **સુ**દામાના ગુરુ. એમના આશ્રમમાં રહીને **શ્રી**કૃષ્ણ, **સુ**દામા, અને **બ**ળરામ વિદ્યા ભણ્યા હતા.

**સુરગુરુ**—**सुर** દેવ. તેમના ગુરુ, **બૃ**હસ્પતિ. (ષષ્ઠી ત. સ.) એ બહુ વિદ્વાન છે તેથી **સાંદી**પનિ ઋષિને તેમની ઉપમા આપી છે.

**વિદ્યાવંત અનંત**—જેનો પાર ન જડે એટલી બધી વિદ્યાવાળા. ( **विद् to know** જાણવું ઉપરથી વિદ્યા–જ્ઞાન )

**અનંત**—( **अन्** નહિ+**अंत** ) જેનો અત–છેડો નહિ તે. ઘણાજ.

૬. **તેને મઠ**—( **मठ** આશ્રમ ) તેના આશ્રમમાં.

**હળધર**—હળ એટલે ખેડવાનું હળ તેને ધારણ કરનાર; **બળદેવ; શ્રી**કૃષ્ણના મ્હોટા ભાઈ. મૂશળ–સાંબેલું પણ એમનું હથીયાર છે તેથી એ **મૂશળ**ધાર પણ કહેવાય છે. **બ**ળરામ અને **સંક**ર્ષણ પણ એમનાં નામ છે. **બ**ળરામને બદલે એકલા **રામ** પણ બોલાય છે. **રામ**ચંદ્ર, **પર**શુરામ અને **બ**ળરામ એ ત્રિવિધ **રામ** કહેવાય છે. એમણે જમના નદીને હળવતી ખેંચી મથુરા આગળ આણી હતી તેથી એ સંકર્ષણ–ખેંચનારા કહેવાયા. અર્વાચીન વિદ્વાનો આ ઉપરથી એમ માને છે કે એમણે જમના નદીમાંથી મોટી **નહેર** ખોદાવી હતી. **દે**વકીના ઉદરમાંથી આઠમો ગર્ભ ખેંચાઈને રોહિણીના ઉદરમાં ગયો જેથી એમનું નામ **સં**કર્ષણ પડયું એમ પણ

કહેવાય છે. એ ગદા યુદ્ધમાં પ્રવીણ હતા અને **ભીમ** તથા **દુર્યોધનને** એમણે ગદાયુદ્ધ શિખવ્યું હતું. એ **નં**દરાયના રોહિણીથી ઉત્પન્ન થયેલા **પુત્ર** થાય

**ભગવંત—(भग** પરમાત્માની શકિત; ઐશ્વર્ય; ઈશ્વરના ગુણો. તે છ પ્રકારના છે. ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય + **वंत** વાળો. **वत्** ઉપરથી) છ પ્રકારની પરમાત્માની શકિતઓ જેનામાં હોય તે; ભગવાન. અહીં **શ્રી**કૃષ્ણ.

**તેની—સાં**દીપનિની.

**વડો**—મોટો.

**વિદ્યાર્થી—( विद्या + अर्थी )** વિદ્યાની ઇચ્છાવાળો. નિશાળીયો; વિદ્યા રૂપ જેનો **અર્થ**-દ્રવ્ય છે તે (પ. ત. પુ. સ.) **अर्थ्** યાચવું, માગવું ઉપરથી **अर्थ** શબ્દ થયો અને તેને **इन्** = વાળો અર્થનો પ્રત્યય લાગીને **अर्थी** શબ્દ થયો છે.

**કહાવે**—કહેવાય; એ નામથી બોલાય. ( called )

**પાટી લખી**—પાટલા ઉપર લખીને. પ્રાચીન કાળમાં પાટલા ઉપર ધૂળ નાખીને તેના ઉપર વતરણા વતી અક્ષરો લખી ભણવાનો રિવાજ હતો. "પાટલા પર ધૂળ નાખી નથી" એટલે બિલકુલ ભણ્યો નથી, મૂર્ખ રહ્યો છે, એવી કહેવત પડી છે.

રામ—બળરામ. **રામકૃષ્ણ**-રામ અને કૃષ્ણ ( દ્વંદ્વ સમાસ )

**શ્યામ**—**શ્રી**કૃષ્ણ. કાળા રંગના હતા માટે.

**સંકર્ષણ**—( **कृष्** -to draw ખેંચવું ) બળદેવ.

**અન્નભિક્ષા**—અન્નની ભિક્ષા (ષષ્ઠી તત્પુરુષ સમાસ. )

**ભિક્ષા**—( **भिक्ष्** to beg માગવું. ) ભીખ.

**અશન કરે**—ખાય.

**અશન—( अश् to eat** ખાવું ) ખાવાની ક્રિયા, ભોજન. ધાતુને **अन** પ્રત્યય લાગીને ક્રિયાવાચક નામ બને છે. જેમ-વાચન, લેખન, **અવ**લોકન, રક્ષણ વગેરે.

**ભૂધર**—( **भू = पृथ्वी + धर** ધારણ કરનાર. **धृ** ધારણ કરવું ઉપરથી ) પૃથ્વીને ધારણ કરનાર; ઇશ્વર, અહીં શ્રીકૃષ્ણ.

**મન ભાવે**—મનમાં ગમે, પસંદ પડે.

**સ્વર**—ઉચ્ચાર. વેદના મંત્રો બોલતી વખતે અમુક પદ્ધતિ પ્રમાણે ઉંચા નીચા સુરથી જે અવાજ કાઢવામાં આવે છે તે. એ મંત્રો બોલતી વખતે કાળમાન સાચવવાને જુદી જુદી રીતે હાથ હલાવવાનો રિવાજ હોય છે.

**સાથે સ્વર બાંધીને ભણતા**—વેદ મંત્રો ભણતી વખતે એક સરખા સૌ સાથે અવાજ કાઢતા.

**ધુન્ય**—( **ध्वनि** ) મોટો અવાજ ( **ध्वन्** અવાજ કરવો. **to make a sound** ઉપરથી. )

**સાથરે**—પથારી ઉપર. સાથરો = પથારી (**स्तृ** પાથરવું ઉપરથી.)

**શયન કરતા**—સૂઈ જતા.

**શયન**—( **शि** to lie down સૂઈ જવું ) સૂઈ જવું તે.

**મોરલીધર**—મોરલી વાંસળીને ધારણ કરનાર, વાંસળી વગાડનાર, શ્રીકૃષ્ણ.

**બળ**—બળદેવ.

**મુન્ય**—મુનિ, ઋષિ; સુદામા.

**ચૌદવિદ્યા**—ચાર વેદ ( ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને અથર્વવેદ ), ચાર ઉપવેદ ( આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વ વેદ અને સ્થપત્યવેદ, ) અને છ વેદાંગ-વેદનાં અંગો ( શિક્ષા, કલ્પ, જ્યોતિષ, વ્યાકરણ નિરુક્ત અને છંદ શાસ્ત્ર ) મળીને ૧૪ વિદ્યાઓ થાય છે. અથવા બીજી રીતે ૪ વેદ, ૬ વેદાંગ અને ન્યાય, મિમાંસા, પુરાણ તથા ધર્મશાસ્ત્ર મળી ચૌદ. પણ કવિશ્રી દયારામ આ પ્રમાણે ગણાવે છેઃ—

**છપ્પય**

**બ્રહ્મજ્ઞાન, રસાયન બિધિ, પઢી બેદહ જાને,**
**જ્યોતિષ, બ્યાકરણ, જલ તરીબો, ગતિ ધનુ પહિચાને.**

દિવ્ય બરન લખીબો, રુ ચિત્ર, તુરી, બેઠાસન દઢ;
કોકકલા બોધન, પ્રકારનટ, ચોરીપ્રબીન બડ;
ગીન ચૌદહ બિદ્યા યહ સકલ, બહુ શ્રમ કરી કષુ હિય જટી;
તહુ ભક્તિ ન જો બ્રજરાજ તોં, ચતુરા ચારુ નકકટી. "

અર્થાત્ બ્રહ્મ જ્ઞાન, રસાયન વિધિ, વેદ પઠન, જ્યોતિષ, વ્યાકરણ, પાણીમાં તરવું, ધનુર્વિદ્યા, સુંદર અક્ષર લખવા, ચિત્ર, ઘોડા પર બેસવું, આસનના ભેદ, કોક કળા, નટવિદ્યા, ચોરી કરવામાં પ્રવીણતા, એ ચૌદ વિદ્યા. પણ દયારામ કહે છે કે બ્રજરાજની ભક્તિ વગર એ નાક કપાયલી રૂપાળી સ્ત્રી જેવી છે.

**ગુરુદક્ષિણા**—ગુરુને માટે દક્ષિણા. ગુરુ દક્ષિણામાં શ્રીકૃષ્ણે ગુરુ પત્નીને તેમનો પુત્ર જળમા ડૂબી ગયો હતો તે આણી આપ્યો હતો. અસલના વખતમાં ગુરુઓ ભણાવ્યા બદલ કંઈ પગાર લેતા નહિ પણ ભણી રહ્યા પછી વિદ્યાર્થી પોતાની શક્તિ પ્રમાણે જે કંઇ આપતો તે ગુરુ લેતા. અભ્યાસ દરમ્યાન વિદ્યાર્થી ગુરુને ઘેરજ રહેતો અને પોતાને માટે તથા ગુરુને માટે ભિક્ષા માગી લાવતો. તે ગુરુની સેવા કરતો તથા ગુરુના ઘરનું કામ કાજ કરતો. (ચતુર્થી તત્પુરૂષ. સમાસ.)

**વિઠ્ઠલ**—ભગવાન, શ્રીકૃષ્ણ. કવિ દયારામ પોતાના. **સતસૈયા**—ગ્રંથમાં પ્રભુને વિજ્ઞપ્તિ કરતાં કહે છે કેઃ—

"**હરિ વિઠલ અધમોદ્ધારણ**—ઇત્યાદિક નિજ નામ,
અર્થ કહા યહ શબ્દકો, કહો કૃપા કરી સ્યામ."

એ પ્રમાણે પ્રભુને શબ્દના અર્થ પૂછીને પછી પોતે ટીકામાં **વિઠ્ઠલ** શબ્દનો અર્થ કરી બતાવે છે કે "**વિ** જ્ઞાન વાચક છે, **ઠ** શૂન્ય વાચક છે અને **લ** ગ્રહણ વાચક છે, માટે જ્ઞાન શૂન્ય જે હોય તેનું પણ ગ્રહણ કરે-શરણે રાખે તે વિઠ્ઠલ."

**થયા વિદાઈ**—વિદાય થયા; રજા લઈને પોતાને ઘેર ગયા.

**વિદાઈ**—વદાય.

**વિશ્વાધાર**—(**विश्व + आधार. धृ** ધારણ કરવું. **to support**) જગતના આધાર રૂપ, શ્રીકૃષ્ણ (ષષ્ઠી તત્પુરુષ સ.)

**મા'નુભાવ**—મહાનુભાવ; ઘણી શક્તિ વાળા ( **महान् + अनु• भाव** શકિત) ( સુદામો )

**ગદ્દગદ કંઠે**—બોલતાં બોલતાં રડાઇ જવાય એવી રીતે; ગળગળા થઈ જઈને. **કંઠ** શબ્દનો **અર્થ ગળું** થાય છે, પણ અહીં કંઠથી થતું કાર્ય-અવાજ એવો અર્થ લેવો પડે છે. આવી રીતે સંબંધ ઉપરથી શબ્દનો બીજો ઘટતો અર્થ લેવાની વૃત્તિને **લક્ષણા** કહે છે. " માથા ઉપર સૂર્ય આવ્યો છે." એટલે માથા ઉપરના આકાશમાં સૂર્ય આવ્યો છે, મધ્યાહ્ન થયા છે; " અમુક વિદ્વાનની કલમ ઝળકી ઉઠે છે, " એટલે તેનું લખાણ ઝળકયું છે. એ વગેરે એનાં દૃષ્ટાંત છે.

**મુરારિ**—(**मुर + अरि** દુશ્મન ) મુર નામના દૈત્યને મારનાર; શ્રીકૃષ્ણ. ( ષષ્ઠી તત્પુરુષ ). દેવ અને મોરારિ બંને સંબોધન વિભકિતમાં છે.

**સદૈવ**—( **सदा + एव** ) હમેશાં.

**ચરણ**—( **चर् to walk** ચાલવું ) ચાલવાનું સાધન, પગ.

**મનસા**-( **मनिषा** ) મનોવૃત્તિ, મનની ભાવના. અહીં.ભક્તિ. લીટી ૧૫ થી ૧૮ સુધીમાં કૃષ્ણ અને સુદામાને છુટા પડતી વખતે જે લાગણી થઈ આવી તેનું વર્ણન કર્યું છે. કૃષ્ણ ફરીથી મળવાની માગણી કરે છે અને સુદામો હમેશાં પ્રભુની ભક્તિ માગે છે.

૧૯ **પુરી**—શહેર.

**વાસી**—વસાવી. ( **वस्** વસવું. રહેવુ. **to dwel** ) કૃષ્ણનો જન્મ મથુરામાં થયો હતો, ત્યાં ઘણો કાળ રહ્યા પછી પશ્ચિમ સમુદ્રને કાંઠે દ્વારિકા વસાવીને ત્યાં તેમણે રાજધાની કરી હતી.

૨૦ **ગૃહસ્થાશ્રમ**—[ **गृह** ઘર+**स्था** રહેવું **to stand** ) ઘર માંડીને રહેનાર તે **गृहस्थ+आश्रम ( आ+श्रम्** થાકી જવું, **to be fatigued** ) સ્થાન, મઠ; જીવનની એક સ્થિતિ. ] હિંદુઓમાં જીવનના ચાર વિભાગ કરેલા છે તેમાંના દરેકને આશ્રમ કહે છે. ૧ બ્રહ્મચર્ય આશ્રમ-ગુરુને ઘેર રહી વિદ્યાભ્યાસ કરવાનો સમય; ૨ ગૃહસ્થ આશ્રમ-ભણી રહ્યા પછી સ્ત્રી પરણી ઘર માંડી રહેવાનો ને સંસાર વ્યવહાર ચલાવવાનો

**સમય**; ૩ વાનપ્રસ્થ આશ્રમ–સંસાર સુખ ભોગવી સ્ત્રી સાથે કે એકલા વનમાં જઈ રહેવાનો ને ધીમે ધીમે સસાર ઉપરથી આસક્તિ ઉઠાવી લેવાનો સમય; ૪ સંન્યાસ આશ્રમ–સસાર ઉપરથી સપૂર્ણ આસક્તિ ઉઠી ગયા પછી ભગવાં ધારણ કરી બ્રહ્મચિંતનમાં બાકીનું આયુષ્ય પૂરૂં કરવાનો સમય.

**જેનું**—સુદામાનું,

**સંન્યાસી**—(**सम्+नि+अस्** to throw, to reject the world) સંસાર ઉપરથી બિલકુલ આસક્તિ વગરનું. ( મન ). સુદામાએ સંસાર માંડ્યો હતો; પણ તેનુ **મન** સંન્યાસીના જેવુ હતું.

**૨૧ પતિવ્રતા**—પતિ સેવા એજ જેનુ વ્રત છે એવી સ્ત્રી. ધણી ને વફાદાર બૈરી. પોતાના ધણી શિવાય બીજા પુરુષની મનથી પણ ઇચ્છા ન રાખનારી સ્ત્રી.

**પત્ની**—સ્ત્રી. ધણીઆણી.

**પાવન**—પવિત્ર. ધર્મિષ્ઠ. ( **पू** પવિત્ર કરવું to purify )

**પ્રભુ કરી પ્રીછે**—પરમેશ્વર સમાન માને.

**૨૨ સ્વામી સેવા**—સ્વામી–ધણીની સેવા, (ષષ્ઠી તત્પુરુષ સમાસ)

**વાંછે**—( **वाञ्छ्** to desire ઇચ્છવું ) ઇચ્છે.

**માયા સુખ**—માયાનું સુખ. સંસારના વૈભવોથી મળતું સુખ. ( ષષ્ઠી તત્પુરુષ )

**માયા**—મનુષ્યને મોહ ઉત્પન્ન કરી સંસારમાં નાખનારી પરમાત્માની શક્તિ.

**ઇચ્છે**—( ( **इष्** , **इच्छ्** ઇચ્છવુ. to wish )

**૨૩ દરિદ્ર**—(સં. **दारिद्र्य**) ગરીબ. અહીં ગરીબાઇ; કંગાલીયત.

**ભરીયાં**—ભરેલાં ( **भृ** ભરવું. to fill )

**દુ:ખ...ભરીયાં**—દુ:ખ અને દરિદ્રતાથી ભરેલાં, ઘણાંજ ગરીબ અવસ્થા વાળાં, કંગાલ.

૨૪ **શીતળા**—સૈયદની દેવી. એ દેવીની જેના ઉપર અવકૃપા થાય તેના બાળકને બળીયા નિકળે છે એમ બૈરાં માને છે. તેથી તેને

પ્રસન્ન રાખવાને શ્રાવણ સુદ કે વદ ૭ ને દહાડે ટાઢું ખાય છે ને ઘરમાં ચૂલો સળગાવતાં નથી. એ તિથિને શીતળા સાતમ કહે છે.

**અમી છાંટો નાંખ્યો**—બાળક ન મરે માટે તેના પર અમૃતના છાંટા નાખ્યા. અર્થાત્ સુદામાને ત્યાં મૂળમાં તો દરિદ્રાવસ્થા અને તેમાં શીતળાએ બધાં બાળકને જીવતાં રાખ્યાં. ભૂખ વેઠવા છતાં મોટી નજરથી દયા ભાવ રાખી કોઈને મરવા ન દીધાં. જેને ત્યાં ખાવાનું ન હોય તેને ત્યાં સતતિ ઘણી હોય છે. એ દરિદ્રતાની નિશાની છે ને તેથી કવિએ ટકોર મારી છે.

**અમી**—(**अमृत** (**अ+मृ** મરવું) **nectar**) એક ઘણોજ મીઠો પદાર્થ જે સ્વર્ગમાં હોય છે ને તે જે પીએ તે અમર થાય છે. એ પીવાથી દેવો કોઈ દિવસ મરતા નથી. માટેજ દેવને અમર કહે છે.

**૨૫ અજાચકવ્રત**—કોઇની પાસે કંઈ માગવું નહિ એવું વ્રત, ટેક. ( ષષ્ઠી તત્પુરુષ )

**અજાચક**—(**अ+याचक. याच्** માગવું **to beg**) નહિ માગનાર. ધાતુને **अक** પ્રત્યય લાગીને કર્તૃવાચક નામ થાય છે. જેમકે-યાચક-માગનાર, રક્ષક-રક્ષણ કરનાર, વાચક-વાંચનાર, પાચક-પકાવનાર, વગેરે.

**હરિ વિના હાથ ન ઓઢે**—પરમેશ્વર શિવાય બીજાની પાસે ભીખ માંગે નહિ, ફક્ત ઇશ્વરનીજ યાચના કરવી હોય તો કરે. આગળ ઉપર સુદામો શ્રીકૃષ્ણની યાચના કરવા જવાનો છે, માટે કવિ "હરિ વિના" લખે છે; ઇશ્વર પાસે યાચના કરવાથી અયાચક વ્રત ભંગ થતું નથી એ કહેવાનો આશય છે.

**હાથ ઓઢવો**—દાન લેવું: દાન લેવાને હાથ લાંબો કરવો,

**૨૬ આવી મળ્યું**—વગર માગ્યે જે કંઈ મળી આવ્યુ હોય તે: માગ્યા વગર કોઈ કંઈ અનાજ વગેરે આપી જાય તે; અનાયાસ પ્રાપ્ત થયેલું કંઈ ખાવાનું.

**અશન કરે**—ખાય. ( **अश्** ખાવું **to eat** )

**૨૭ ઋષિ**—અહીં સુદામો.

**સંતોષ**—( **तुष** સંતોષ પામવો to satisfy )

**ઘરસત્ર**—ઘર સંસાર ( **गृह + सूत्र** ) સૂત્રનો અર્થ દોરી થાય છે. અહીં જે રીત રિવાજ અથવા આવશ્યક ચીજોથી ઘરનો સંસાર વ્યવહાર ચલાવવામાં આવે છે તે. સંસાર વ્યવહારના લહાવા.

**પોઢે**—સૂવે.

૨૮ **ઋષિપત્ની**—સુદામાની સ્ત્રી. ( ષષ્ઠી તત્પુરુષ )

**પૂરૂં પાડે**—પોષણ કરે.

---

## કડવું ૨ જું.

૧ **નરપતિ—(नर + पति)** નરનો પતિ; રાજા. અહીં પરીક્ષિત. ( ષષ્ઠી તત્પુરુષ )

**નિર્મળ**—( **निर्** નહિ + **मल** મેલ ) મેલ વગરની, ચોકખી; દોષ રહિત. ( મતિનું વિશેષણ )

**રતી**—સોનું રૂપું જોખવાનું એક વજન. ચણોઠી જેટલું તોલ. તે ઉપરથી સહેજ જેટલું, લગાર પણ; જરાક, બિલકુલ.

૨ **જેનું**—સુદામાનું.

**જતી**—(સં. **यति.यम्** હાથમાં રાખવું. to control ઉપરથી) મનને કબજામાં રાખનાર; યોગી. હાલ યતિ અથવા જતી શબ્દ જૈન સાધુઓને માટે વપરાય છે. સામાન્ય અર્થ સન્યાસી, મન સંન્યાસીના જેવું છે, એટલે કે સંસાર ઉપર બિલકુલ આસક્તિ નથી.

૩ **મુનિ**—જે મોઢેથી બિલકુલ બોલે નહિ તે. સાધારણ અર્થ ઋષિ. અહીં સુદામો. મુનિ શબ્દ ઉપરથી **મૌન** શબ્દ બન્યો છે, તેનો અર્થ મોઢેથી ન બોલવાનું વ્રત એવો થાય છે. સુદામો યાચના કરવા ગયો છતાં કંઈ માગતો નથી તેથી મુનિ શબ્દ વ્યાજબીજ વાપર્યો છે.

**મર્મ**—મનની વાત , ઊંડો ભેદ.

**લહે**—જાણે, સમજે.

**ભોળોભેલો**—ચોકખા રહેતાં ન આવડે એવો. અક્કલ વગરનો, મૂર્ખ.

**દરિદ્રી**—ગરીબ. પૈસે ટકે ખાલી.

સુદામો મેલો ઘેલો રહેતો અને દરિદ્રી હતો, તેથી લોક તેને મૂર્ખ ધારતા, પણ તે તો સંસાર ઉપર અતિ વૈરાગ્ય આવવાથી જાણી જોઈને તેમ રહેતો.

૪ **આપે**—એ ક્રિયાપદનું કર્મ "દાન" અધ્યાહાર છે.

**ત્રણે દુ:ખે કરી**—ત્રણ પ્રકારનાં દુ:ખો વડે. આધિ, વ્યાધિ ને ઉપાધિ; અથવા આધિ ભૌતિક, આધિ દૈવિક ને આધ્યાત્મિક એ ત્રણ પ્રકારનાં દુ:ખ.

**કાપે**—કષ્ટ પામે. કાપેને બદલે કાંપે શબ્દ હોવો જોઈએ-કાંપે એટલે દુ:ખથી શરીર ધ્રુજે.

૫ **ભિક્ષા**—( **भिक्ष्** ભીખ માગવી. to beg )

**કામની**—( **कामिनी. कम्** ચહાવું, to love) સ્ત્રી. (સુદામાની )

**કોનાં**—બીજા લોકોનાં. કોઇનાં.

સુદામા કંઈ કામ ધંધો કરતા નહિ, તેથી તેમની સ્ત્રી ભિક્ષા માગી લાવતી ને લોકનું કામકાજ કરી ઘર નભાવતી.

૬ **જેમતેમ કરીને**—મહા મુસીબતે

**નિજ**—પોતાનુ.

**પોષે**—( **पुष्** પોષણ કરવું, to nurish ) કુટુંબનું પોષણ કરે.

**સ્ત્રીજન**—સ્ત્રી. ( સુદામાની ). સામાન્ય નામના અર્થમા અથવા વર્ગમાંની કોઈ વ્યક્તિના અર્થમાં "જન" પ્રત્યય લાગે છે. જેમકે-પક્ષી જન, સાધુજન, સ્ત્રી જન, દાસી જન, વગેરે-

"નળ કહે હો **પંખીજન**,
શરીર સુનાનું ચાંચ રતન "( નળાખ્યાન ).

આવે ઠેકાણે "જન" શબ્દનો અર્થ "માણસ" લેવાનો નથી.

૭ **સહ્યું**—( **सह्** to bear સહન કરવું ) સહન કર્યું, વેઠ્યું.

**પુરમાં**—શહેરમાં

**જડતું રહ્યું**—મળતું-પ્રાપ્ત થતું બંધ થયું. કાઠીઆવાડ તરફ મળી આવવું ને " જડવું " કહે છે. આ તરફ ખોવાઈ ગયેલી વસ્તુ પાછી હાથમાં આવે તેને જડવું કહે છે,

૮ **ઉપવાસ**—( **उप+वस्**-ભૂખ્યા રહેવું ) કંઈ ખાધા પીધા વગરનો દિવસ.

જ્યાં સુધી થોડું ઘણું પણ ખાવાનુ મળતું ત્યાં સુધી સ્ત્રી સુદામાને કંઈ કહેતી નહિ. પણ જ્યારે બિલકુલ મળવાનુ બંધ થયું અને લાગટ બે દિવસ સુધી કંઈ ન મળવાથી બાળકોને ઉપવાસ કરવા પડયા, ત્યારે સ્ત્રી સુદામાની પાસે કહેવા આવી.

૯ **વિનવું**—વિનંતિ કરૂં. ( **वि+नम्** વિશેષ નમવુ. પગે લાગીને કહેવું.)

**જોડી બે હાથ**—બે હાથ જોડીને, પગે લાગીને.

**અબળા**—( **अ+बला, बल**=જોરનું નારી જાતિનુ રૂપ. ) બળ વગરની. સ્ત્રી. ( સુદામાની )

**સાંભળીએ**—સાંભળો. ( માનાર્થે આજ્ઞાર્થ રૂપ. )

**નાથ**—ધણિ-પતિ. ( સંબોધન )

૧૦ **કરે રૂદન**—રૂદન કરે; રડે. ( **रुद्** to cry, રડવું )

૧૧ **કંદમૂળ**—વનસ્પતિનો જમીનની અંદર થતો ભાગ જે ખાવાના ઉપયોગમાં આવે તે; સુરણ, બટાકા, શકરીયા વગેરે.-ગોળ કે ચપટું થાય તે કંદ કહેવાય, ને લાંબુ પાતળું થાય તે મૂળ કહેવાય. અથવા જમીનમાં આડું ફેલાય તે કંદ, ને સીધું ચાલ્યું જાય તે મૂળ કહેવાય. સુરણ રતાળુ કંદ, ને મૂળા મૂળ. મૂળ ઉપરથીજ મૂળો શબ્દ થયેલે. છે. કંદમૂળેને પાણી ચૂસનાર મૂળીયાંના રેસા જુદા હોય છે. ભાષામાં કંદમૂળ શબ્દ સાથેજ વપરાય છે. ( દ્વંદ્વ સમાસ ). કંદમૂળ કે ફળ કંઈ મળ્યું નહિ, એ કહેવાનો અર્થ એ છે કે ગામમાંથી ભીખ માગતાં તો કંઈ મળ્યું નહિ; પરંતુ જંગલમાંથીએ કંઈ મળ્યું નહી; કેમકે નસીબ જોગે જંગલ પણ સૂકાઈ ગયું. અથવા જંગલમાં હતું તેટલું બધુ ખોદી ખાધું.

**લેઈ રહે જળ**—જળ લઈને રહે; આખો દિવસ ફક્ત પાણી પીનેજ ગુજારે.

૧૨ **સુખ શય્યા**— ( **शय्या** પથારી. **शी** સૂઈ જવું. **to lie down** ) સુખને માટે પથારી; સુખે સૂઈ રહેવાની સારી પથારી. ( ચતુર્થી તત્પુરુષ )

**ભૂષણ**—( **भूष्** **to adorn** શણગારવું. ) ઘરેણાં, અલંકાર.

**પટકુળ**—( **पट** વસ્ત્ર+**कुल** સમૂહ ) વસ્ત્ર, લૂગડાં. કિંમતી વસ્ત્રો.

**સાનુકૂળ**—અનુકૂળ, મળતા વિચારના; દયા દૃષ્ટિ વાળા. અનુકૂળ શબ્દજ ખરો છે. **स+अनुकूल** એમ **स** ઉમેરવાની જરૂર નથી;

સુદામાની સ્ત્રી એમ કહેવા માગે છે કે સુખ શય્યા, ઘરેણાં, સારાં સારાં લૂગડાં એ બધુ મળે તેને માટે પ્રભુ ક્યારે અનુકૂળ થશે, અર્થાત્ ક્યારે કૃપા કરશે?

૧૩ **ભૂખ્યાં...સુખ**—બાળક ભૂખ્યાં હોય અને ઘરમાં કંઈ ખાવાનું ન હોય તેથી માતાના મોઢા સામુ દયાપણું મોં કરીને જુએ; જાણે એમ કહેતાં હોય કે ભૂખે રહેવાનું નથી માટે હવે શું ખાઈએ? બાળકને ખાવાને કંઈ આપવા જેવું ન હોય ત્યારે સુદામાની સ્ત્રી સુદામાને તે દુઃખની વાત કહે.

૧૪ **અળખામણી**—(**अलक्षमाना**. **लक्ष्** **to see** જોવું. ધ્યાન આપવું ) ધ્યાન આપવા લાયક નહિ એવી; અણગમતી. સુદામાને સંસાર વ્યવહારની વાતો રુચતી નથી, છતાં કહેવાનો પ્રસંગ આવ્યો. તેથી સુદામાની સ્ત્રીને પોતે અળખામણી લાગશે એવો ડર લાગે છે.

**સ્વામી**—( **स्वामिन्** ) માલીક. પતિ. અહીં સુદામો. (સંબોધન)

**જુઓ...ભણી**—આપણા ઘર ભણી જુઓ, અર્થાત્ ઘરની સ્થિતિ કેવી છે તેની તપાસ કરો. ઘરની દરિદ્રાવસ્થાનું વર્ણન હવે પછી સુદામાની સ્ત્રી કરે છે તે બધી વાત ખરી છે તેની ખાત્રી કરાવવા આમ કહે છે.

૧૫ **ધાતુ પાત્ર**—ધાતુનું વાસણ. ( ષષ્ઠી તત્પુરુષ). તાંબા પીતળનાં વાસણો. (**पात्र**–વાસણ. **पा** પાળવું. **to protect**+**त्र** સાધન વાચક પ્રત્યય

અર્થાત્ પદાર્થનું રક્ષણ કરવાનું સાધન. એવા બીજા શબ્દો, **नेत्र (नी** દોરવું. **to lead**) દોરીને લઈ જવાનું સાધન, આંખ. **वादित्र, (वद्** બોલવું. **to speak**) વગાડવાનું-બોલાવવાનું સાધન, વાજું. **छत्र (छद्** ઢાંકવું. **to cover**) ઢાંકવાનું-છાયા કરવાનું સાધન, છત્રી વગેરે.)

**કરસ્હાવા**—હાથમાં પકડવા.

હાથમાં ઝાલવા પુરતું પણ ઘરમાં ધાતુનું વાસણ નથી. અર્થાત ભાંગ્યું તૂટ્યું એક પણ ધાતુનું વાસણ નથી.

**સમખાવા**—સમખાવા પુરતું એકે સાજું વસ્ત્ર નથી. અર્થાત્ બધાજ લૂગડાં ફાટી ગયેલાં છે.

**સમ**—( **शपथ** ) સોગન.

**૧૬ જેમ...બાડ્વાં**—પાણી વિના વાડીમાંનાં ઝાડની જેવી દશા થાય, અર્થાત તે જેમ સૂકાઈ જાય, તેવી દશા અન્ન વિના બાળકોની થઈ છે.

**વાડી**—( **वाटिका** ) નાનો બગીચો.

**ઝાડ્વાં**—નાનાં નાનાં ઝાડ.

**વિણ**—( **विना** ) વગર, શિવાય.

**બાડ્વાં**—( **बटुक** ) નાના નાનાં છોકરાં, ગરીબ બિચારાં છોકરાં.

**અન્ન**—અનાજ, ખોરાક, પોષણને માટે ખાવાની કોઈપણ વસ્તુ. અન્ન ચાર પ્રકારનુ છે. લેહ્ય (ચાટીને ખાવાનું ), ચોષ્ય (ચૂસીને ખાવાનું), ખાદ્ય ( દાંતે ચાવીને ખાવાનું, અને પેય ( પીવા યોગ્ય ). "**अहं वैश्वानरो भूत्वा पचाम्यन्नं चतुर्विधं**" અર્થાત્ હું વૈશ્વાનર-જઠરાગ્નિ થઈને ચાર પ્રકારના અન્નને પચાવું છું ( **गीता** ). અન્નમાં ને ધાન્યમાં ફેર છે. ધાન્યનો અર્થ ફક્ત દાણા થાય.

**૧૭ વાયે ટાઢ**—ટાઢ વાય; ઠંડી લાગે. ( ઓઢવાને વસ્ત્ર ન મળે તેથી ).

**બાળકડાં**—( બાળકડું શબ્દનું બહુ વચન ) ડો, ડી, ડું. લઘુતા વાચક પ્રત્યય છે. જેમ લાકડડો, લાકડડી, લાકડડું વગેરે.

**ભસ્મ**—રાખોડી. ( ટાઢવાય ને ઓઢવાનું ન મળે તેથી રાખોડીના ઢગલામાં પેસી જાય.)

૧૮ **ધીરજ**—( **धैर्य** ) હિંમત, શાંતિ.

**કેઈ પેરે**—શી રીતે. **પેર**—રીત.

ધરૂં—( **धृ** ધારણ કરવું. **to hold** ) ધારણ કરૂં, રાખું.

**મરૂં**—( **मृ** મરવું. **to die** ) મરી જાઉં.

સુદામાની સ્ત્રી પોતાના દુઃખની વાત નથી કરતી પણ છોકરાનું દુઃખજ જોઈ શકાતું નથી, માટે કહેવા આવી છું એમ જણાવે છે.

૧૯ **ભીંતડીઓ**—ભીંતો. (સં. **भित्ति.**)

**શ્વાન**-કુતરાં.

**માંજાર**-બિલાડાં.

આ લીટીમાં સુદામાના ઘરનું વર્ણન છે.

૨૦. **અતિથિ**-પરોણો, ભિખારી. (**अ+तिथि** જેને કોઈ તિથિ-દિવસ નથી એટલે સર્વકાળ સમાન છે તે, અથવા જે એક તિથિ કરતાં વધારે દિવસ એક ગામમાં ન રહે તે, સન્યાસી. મૂળ સંન્યાસીના અર્થમાં એ શબ્દ વપરાતો. હાલ કોઈપણ ભિખારી ને પરોણાના અર્થમાં વપરાય છે.)

ઘેર આવેલો પરોણો કે ભીખ માગવા આવેલો ભિખારી કંઈપણ પામ્યા વગર એમને એમ પાછો જાય એ ગૃહસ્થને મોટામાં મોટું દુઃખ, તે પોતાને છે એમ સુદામાની સ્ત્રી કહે છે.

**નિર્મુખ-(निर+मुख)** અવળે મોઢે પાછા ફરીને; કંઈપણ મેળવ્યા વગર નિરાશ થઈ પાછા ફરીને.

**ગવાનિક-(गवान्न. गो+अन्न)** ગાયને માટે કાઢેલો રાંધેલા અન્નનો ભાગ. ગોગ્રાસ. ( ચતુર્થી તત્પુરુષ ) રાંધેલામાંથી ગોગ્રાસ રોજ કાઢવાની હિંદુઓમાં રૂઢિ છે તે પણ સુદામાને ત્યાં નીકળી શકતો નથી.

૨૧. **મંત્ર ભણીને**-ફક્ત મંત્ર બોલી જઇને. સેવા કરવામાં દેવને અર્પણ કરવાની જે સામગ્રી જોઈએ તે પણ મળતી નથી. ઘરસંસાર ચલાવવાની જેવી દુર્દશા છે તેવી સેવા સામગ્રીની પણ દુર્દશા છે. **धूपं समर्पयामि, दीपं समर्पयामि** એમ કહી ધૂપ ને દીપ વગર મોઢે બોલીનેજ તેને બદલે જળની અંજલી મૂકીને ચલાવી લેવું પડે છે.

**નૈવેદ્ય**–(**नि+विद्** ધરાવવું,રજુ કરવું.to inform respectfuly) દેવને ભોજનને માટે ધરાવવાની વસ્તુ; પ્રસાદ. દેવની પૂજા કરો છો પણ નૈવેદ્ય ધરાવતા નથી, કેમકે ઘરમાં નૈવેદ્યને માટે કશી વસ્તુ નથી.

૨૨. **પૂજ્ય**—(**पूज्** પૂજવું, **to worship**) પૂજવા યોગ્ય, પવિત્ર બ્રાહ્મણ.

પૂજ્યને બદલે પુણ્ય પાઠ જોઇએ, કેમકે **પુણ્યપર્વણી** બોલાય છે, અને પર્વણીને દહાડે જમાડવામાં સુપાત્ર બ્રાહ્મણનો અર્થ આવી જાય છે.

**પર્વણી**—પર્વનો દિવસ, પુણ્યકારક, પવિત્ર દિવસ. પુનેમ. અમાસ. બારસ, અગીયારસ, જન્માષ્ટમી, બળેવ વગેરે.

**કો નવ જમે**—કોઇને જમાડી શકાતું નથી; કેમકે ઘરમાં ખાવાને અનાજ નથી તો બીજાને શું જમાડાય? પર્વણીને દિવસે બ્રાહ્મણને કે બેન, ભાણેજ વગેરેને જમાડવાનો હિંદુઓમાં રિવાજ છે.

**જેવો ઉગે તેવો આથમે**—( સૂર્ય શબ્દ અધ્યાહાર ) સૂર્ય જેવો ઉગે છે તેવોજ આથમે છે, અર્થાત સૂર્ય ઉગતી વખત જેવાં ભૂખ્યાં ઉઠીએ છીએ તેવાંજ સૂર્ય આથમ્યા પછી ભૂખ્યાંજ સૂઇ જઇએ છીએ. એટલે કે આખો દિવસ કશું ખાવાનું મળતું નથી.

આખા દિવસમાં કંઈ પણ પુણ્ય કર્મ–બ્રહ્મભોજન કે દાન પુણ્ય વગેરે થઈ શકતું નથી એમ પણ અર્થ લઇ શકાય.

**ઉગે**—(**उद्+गम्** ઉગવું. ઉંચે ચઢવું **to rise**)

૨૩. **પરણાવવાં**—(**परि+नी. परिणय to marry**) લગ્ન કરવાં.

**સતકુળ** ( **सत्** સારૂં + **कुल** ) સારૂં કુળ; ઉંચું કુળ.

૨૪. **શ્રાદ્ધ**—મરી ગયેલા પૂર્વજોની મરણતિથિએ ભાદરવા મહીનામાં બીજા પખવાડીઆમાં મરનારને તર્પણ કરવા જે ધાર્મિક વિધિ કરવામાં આવે છે તે. (સં. **श्रद्धा** ઉપરથી. શ્રદ્ધાથી કરેલું પુણ્ય કર્મ તે શ્રાદ્ધ)

**સંવત્સરી**—(**संवत्सर**=વર્ષ ઉપરથી. **सांवत्सरिक** ) સમચરી. મરણતિથિ; જે માસમાં જે તિથિએ માણસ મરણ પામ્યું હોય, તે માસની તે તિથિ જે દર વર્ષ આવે તે. એ દિવસે શ્રાદ્ધ કરવું પડે છે ને કંઇ બ્રહ્મભોજન કરાવવું પડે છે.

**પિતૃ**—દેવલોકની એક જાત જે મરી ગયેલા માણસોના આત્માને તેના વંશજો તરફથી તેને નિમિત્ત કરેલો પુણ્યભાગ પહોંચાડે છે તે; પિતૃલોકમાં ગયેલા મરનારના આત્માઓ.

દરેક માણસ પોતાની પાછળ પુત્ર સંતતિ એટલા માટે માગે છે કે તે શ્રાદ્ધ કરી પિંડપ્રદાન કરે તો પોતાનો ઉદ્ધાર થાય; પરંતુ સુદામો પુત્ર સંતતિમાં હોવા છતાં તેના પિતૃઓ પિંડપ્રદાન પામી શકતા નથી એટલી બધી તેની દરિદ્રાવસ્થા છે.

**૨૫. મારે વાગલાં**—ફાંફાં મારે, ટળવળે.

**આંગલાં**—ડગલીઓ, પહેરવાને બદન વગેરે.

**ક્યાંથી આવે**—શી રીતે લાવી શકાય? જ્યાં ખાવાને અનાજ મળતું નથી ત્યાં ડગલી ટોપી ક્યાંથી લાવવી?

**૨૬. અબોટીયુ**—બોટયા વગરનું, કોઇ અડયું ન હોય એવું વસ્ત્ર. સેવા પૂજા કરવા તથા જમવાને પહેરવાનું રેશમી વસ્ત્ર, મુગટો; પીતાંબર.

**સ્નાન**—( **स्ना** નહાવું **to bathe** ) નહાવું તે.

**શીતળ જળે**—ઠંડા પાણીએ. પાણી ગરમ કરવાને લાકડાં પણ ન મળે તેથી ઠંડા પાણીએજ ન્હાવું પડે છે.

**૨૭ વાધ્યા**—વધ્યા, મ્હોટા થયા. (**वृध्** વધવું **to increase**) "વાધ્યા" એવો પ્રયોગ કવિતામાંજ થાય છે.

**જટા**—માથા ઉપરના વાળ વધી ગયા હોય તે.

**રક્ષા**—રાખોડી, (અંદર બાળકો સૂઈ રહે તેથી માથામાં રાખોડી ભરાઇ રહે.

**ઘટા**—સમૂહ, જથો, ઢગલો.

**૨૮ દર્ભ**—દાભ. એક જાતનું ઘાસ, જે તર્પણ કરતી વખતે હાથમાં રાખવામાં આવે છે. દર્ભનું આસન પવિત્ર ગણાય છે.

**તણી**—ની. (છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય) કવિતામાં તણો, તણી, તણું; કેરો; કેરી, કેરૂં; એવા શબ્દો છઠ્ઠી વિભક્તિના પ્રત્યય ને બદલે મૂકી શકાય છે.

**નાથજી**—(સંબોધન) "જી" પ્રત્યય માન વાચક મૂકયો છે.

૨૯ **બીજે ત્રીજે**—એની પછી "દિવસે" શબ્દ અધ્યાહાર દે

**આહાર**--(**आ+हृ** ખાવું **to eat**) ખોરાક.

**મુજને**—મને (કવિતામાં આવો પ્રયોગ વપરાય છે)

**દહે છે**—બાળે છે. ( **दह्** બાળવું **to burn** ) મનને પી
થાય છે.

**અંગાર**—અગારા-લાળાની પેઠે.

સુદામાને પણ બીજે ત્રીજે દિવસે ખાવાનું મળે છે તે જોઈ
પતિવ્રતા સ્ત્રીને બહુ પરિતાપ થાય છે,

૩૦ **દરિદ્ર સમુદ્ર**—દરિદ્રતા-ગરીબાઈ રૂપી દરિયો. (કર્મધ
અતિશય ગરીબાઈ. રણ

**હેવાતણ**—સૌભાગ્ય, સ્ત્રીનો ધણી જીવતો હોય તે મરે
સધવાપણું.

સધવાપણાની નિશાની તરિકે, સૌભાગ્ય ચિહ્ન તરિકે, સ્ત્રીના
ચૂડીઓ, કપાળે ચાંલ્લો, અને કોટમાં કાળા મણકાની સેર-  છે,
એટલું હોવુંજ જોઈએ. વિધવાથી એ વસ્તુઓ ધારણ કરી શકા તે
સુદામાની સ્ત્રી કહે છે કે દરિદ્રતાને લીધે ચાંલ્લો કરવાને ઘરમાં
નથી તેમ કોટમાં કાળીગાંઠી પણ નથી. સૌભાગ્ય ચિહ્ન તરિકેક
હાથમાં એક એક લાકડાની ચૂડીજ પહેરી રાખી છે, તો બીજા
વાતજ શી કરવી? રય

**શણગાર**—(સં. **शृंगार**) ઘરેણાં, દાગીના.

**કાજળ**—(સં. **कज्जल**) આંખમા આંજવાની મેશ.

**કીડીયાં હાર**—કોટમાં વહેરવાની કાળા મણકાની સેર,

**સોભાગ્ય**—(સં. **सुभाग्य** સારૂં નસીબ ઉપરથી) સ્ત્રી
જીવતો હોય તે સ્થિતિ.

૩૨ **લલાટે**—કપાળમાં.

**દેવા**—લગાડવા. કપાળે લગાડવા એટલે ચાંલ્લો કરવા.

**કંકુ**—(**સં. कुंकुम**) સંસ્કૃતમાં એ શબ્દ **કેસર**ના અર્થમાં વપરાય છે, પણ ગુજરાતીમાં કંકુ-હળદરની ને ખારાની મેળવણીથી બનાવેલા લાલ રંગના ચૂર્ણના-અર્થમાં રૂઢ થઈ ગયો છે.

**અન્ન......સૂકું**--ખાવાનું ન મળે એટલે શરીર સુકાઈ ગયું.

**સૂકું**—(સ. **शुष्क**) સૂકાઇ ગયેલું.

૩૩ **હું...પાય**—પતિવ્રતા સ્ત્રીએ પતિને કંઈ કહેવું ન જોઇએ, તાં કહેવાનો પ્રસંગ આવ્યો છે, તેથી કહે છે કે પગે લાગીને વિનય ર્વક કહુછું. તે ક્ષમા કરશો. (સતી સ્ત્રીનો વિનય બતાવ્યો છે.)

**આવું દુઃખ**—ઉપર ગણાવ્યું તે દરિદ્રતાનું દુઃખ.

**સ્હેવાય**—(**सह** સહન કરવું to endure) સહન કરાય: ખમાય.

૩૪ **દહાડી**—દરરોજ.

**ભરથાર**—(સં. **भर्तृ** શબ્દના પહેલી વિભક્તિના બહુવચન **રૂપ** **ारः** ઉપરથી. **भृ** ભરવું; ભરણ પોષણ કરવું. **to nourish**) ભરણ ણ કરનાર; ધણી, પતિ.

**માધવ**—(**मा** લક્ષ્મી + **धव** ધણી) લક્ષ્મીના પતિ; શ્રીકૃષ્ણ ઠી તત્પુરૂષ. )

૩૫ **કલ્પવૃક્ષ**—(**कल्प**-વિચાર,ઇચ્છા. **क्लृप्** કલ્પના કરવી.**to think** થી+**वृक्ष**-ઝાડ.) સ્વર્ગનું એક ઝાડ. એ ઝાડની નીચે બેસીને જે વસ્તુની ા કરીએ તે મળે છે. **સુ**દામાની સ્ત્રી એમ કહેવા માંગે **છે** કે શ્રી ભગવાન કલ્પવૃક્ષ જેવા છે, તે તમારા મિત્ર છે, તો **તે**મની પાસે ને જેની ઇચ્છા કરશો તે મળશે.

૩૬ **જીવ**-(**जीव** જીવવું **to live** ઉપરથી) પ્રાણી.

હાથમ **ક્રીડા**—રમત. (**क्रीड्** રમવું to play)

૩૭ **પ્રગટ કરી**—ઉત્પન્ન કરી. અથવા ખુલ્લો-પ્રત્યક્ષ.

કેરો; કેર **ગટ**—( સ. **प्रकट** ) ખુલ્લું.

**શકાય છે વે હુતાશ**—અગ્નિની પાસે રહે.

**હુતાશ**—(**हुत**-હોમવાની વસ્તુ. **हु** હોમવું.to sacrifice ઉપરથી. + **अश्** ખાવું **to eat**) જે હોમેલી વસ્તુઓને ખાઈ જાય છે તે, અગ્નિ. (બીજી વિભક્તિ અધ્યાહાર).

**શીત**—ટાઢ, ઠંડી.

૩૮. **અમૃતપાન**—અમૃત પીવું તે.

**અમૃત**—સ્વર્ગમાંનો એક બહુજ મીઠો રસ, જે પીવાથી અમર થઈ જવાય. (**अ** નહિ+**मृत** મરી ગયેલું. **मृ** મરવું. **to die** ઉપરથી) જે પીવાથી મરી ન જવાય તે. ક્ષીર સાગરનું **મથન** કરી ભગવાને **૧૪** રત્ન કાઢ્યાં હતાં તેમાંનું છેલ્લું રત્ન જે પીને દેવો અમર થયા હતા.

**પાન**—(**पा** પીવું **to drink**) પીવું તે.

**જમકિંકર**—જમરાજના દૂતો. (ષષ્ઠી તત્પુરૂષ) જ્યારે માણસ મરણ પામે છે ત્યારે જમરાજના દૂતો આવીને જીવને લઈ જાય છે. જે મરે નહિ તેની પાસે તે દૂતો શું કામ આવે ?

**જમ**—( સ. **यम** ) મૃત્યુનો દેવ. એનાં બે સ્વરૂપ છે. પ્રાણીના શુભાશુભ કર્મનો ન્યાય ચૂકવતી વખતનું સ્વરૂપ તે **ધર્મ**રાજ કહેવાય છે, તે શાંત મૂર્તિ છે; અને ખરાબ કર્મની સજા કરતી વખતનું સ્વરૂપ તે **ય**મરાજ કહેવાય છે, ને ઉગ્ર મૂર્તિ છે.

**કિંકર**—(સ.) ચાકર, સેવક, દૂત. (**किम** કંઈ પણ+**कृ** કરવું. માટે જેક જે કંઈ પણ કામ સોંપે તે કરનાર).

૩૯. **અધ્યાત્મચિંતા**—આત્મા સબંધીના જ્ઞાનની ફિકર. (કર્મધારય સમાસ); આત્મવિચાર.

**અધ્યાત્મ**—( **अधि + आत्मा** ) આત્મા સંબંધી.

**ચિંતા**—( **चिन्त** વિચારવું. **to think** ) વિચાર, ફિકર.

**કશી**—શી. ( આ પ્રયોગ કવિતામાંજ વપરાય છે. )

૪૦. **સદ્ગુરૂ**—( **सत् + गुरु** ) સારા ગુરુ; પરમેશ્વરને ઓળખાવે એવા ઉત્તમ ચારિત્રવાળા ને જ્ઞાની. ( ધર્મધારય )

**સેવ્યા ચરણ**—પગની સેવા કરી, ગુરુની સેવા ચાકરી કરી, તેમની પાસે અભ્યાસ કર્યો–ઉપદેશ લીધો.

**સેવ્યા**—( **सेव्** સેવવું. **to worship.** )

**ચરણ**—પગ.

**માયાવરણ**—માયાનું આવરણ; ( ષષ્ઠી તત્પુરુષ )

**માયા**—માણસને સંસારના મોહમાં નાખનારી પરમાત્માની અલૌકિક શક્તિ.

**આવરણ**—( **आ + वृ** ઢાંકવું; વિંટાવું. **to cover**) ઢાંકી દેનાર; આચ્છાદન કરનાર; ઢાંકણ.

જે સદ્‌ગુરુની સેવા કરે તેને માયા સંસારના મોહમાં નાખી શકે નહિ; ઇશ્વરનો સાક્ષાત્કાર થયા વગર ન રહે.

**જન્મ......આપદા**—જે હમેશાં પરમેશ્વરનું ભજન કરે તેને જન્મમરણનું દુઃખ ન રહે; તેનો મોક્ષજ થાય; ફરીથી જન્મવું મરવું ન પડે.

**આપદા**—( **आ + पत्** પડવું. **to fall** ) આપત્તિ, દુઃખ.

૪૨. **જેનું......વશ્યું**—ઇશ્વરના ચરણમાં જેનું મન ઠર્યું અર્થાત્ પ્રભુ ભજનમાં લીન થયું.

**પાતક**—પાપ. ( **पत्** પડવું. **to fall** )

પ્રભુભજન કરનાર પાસે પાપ આવેજ નહિ અર્થાત્ તેનાથી કદી પાપ થાયજ નહિ.

**કશું**—શું ? કેવું ?

**પ્રાણી**—( **प्र + अन्** શ્વાસ લેવો + **इन्** ) જે શ્વાસ લઈ શકે છે તે; જીવવાળાં.

૪૩. લીટી ૩૫થી ૪૨ સુધીનાં દૃષ્ટાંત આપીને કહે છે કે તેજ પ્રમાણે જેને શામળીયા–શ્રીકૃષ્ણ સાથે સ્નેહ હોય તેનું ઘર અનાથ–દરિદ્રતાથી ભરેલું ન હોય. છતાં તમારૂં તેવું છે એટલે એ સ્નેહ વિસરી જવાયો હોવો જોઈએ. માટે તે તમે તાજો કરો.

**શામળીયા**—(**श्यामल** કાળા રંગના) કૃષ્ણ.

**સ્નેહ**—(**स्निह्** ચિકાશ આવવી; પ્રેમ થવો. **to love**) પ્રેમ; મિત્રતા. (સ્નેહ શબ્દનો અર્થ તેલ પણ થાય છે.)

**અનાથ**—(**अ+नाथ**) ગરીબ; દરિદ્રી.

૪૪. **દાસીતણી**—દાસી-ચાકરડીની. સુદામાની સ્ત્રી પોતાને સુદામાની દાસી તરિકે ઓળખાવે છે. પતિવ્રતા સ્ત્રી પોતે પતિની દાસી હોવામાં-ગણાવામાંજ ધર્મ માને છે.

**છેલ્લી વિનતિ**—છેવટની પ્રાર્થના; અર્થાત્ એથી વધારે હવે બીજું કશું કહેવાનું નથી.

**પ્રભુ**—પરમેશ્વર; ધણી. અહીં સુદામા. કેમકે પતિવ્રતા સ્ત્રીને પતિ એજ પોતાનો પરમેશ્વર છે. (સંબોધન-હે પ્રભુ!) (**प्र+भू** શ્રેષ્ઠ થવું **to become great**).

**પધારો**—જાઓ. ('આવો' ના અર્થમાં પણ એ શબ્દ વપરાય છે. આપણે ઘેર કોઈ સારૂં માણસ આવે ત્યારે તેને પધારો કહીએ છીએ. અને તે જાય ત્યારે "પધારજો" એટલે "આવજો" આમ કહીએ છીએ.)

**ભૂદર**—ભૂધર. (**भू+धर. धृ** ધારણ કરવું. **to hold**) પૃથ્વીને ધારણ કરનાર; પરમેશ્વર; શ્રી કૃષ્ણ. (દ્વિ. ત. પુ. સમાસ).

**ભૂધરભણી**—શ્રીકૃષ્ણ પાસે. (ભિક્ષા માગવા માટે).

૪૫. **ચૌદલોક**:—પૃથ્વી સાથે સાત ઉપરના લોક (ભૂલોક, ભુવર્લોક, સ્વર્ગલોક, મહર્લોક, જનલોક, તપોલોક, અને સત્યલોક), અને સાત નીચેના લોક (અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતલ અને પાતાલ) મળીને ચૌદલોક; અર્થાત આખુ જગત્.

**મહારાજ**—મોટારાજા. (કર્મધારય).

**બ્રાહ્મણને...લાજ**—અર્થાત્ ભીખ માગવામાં બ્રાહ્મણને શરમ શી? બ્રાહ્મણનો એ તો ધંધોજ છે. એમ કહી સુદામાની સ્ત્રી સુદામાને યાચના કરવા જવા સમજાવે છે અને કહે છે કે શ્રીકૃષ્ણ તો ચૌદ લોકના મોટા રાજા છે. તેમની પાસે તમે યાચના કરશો તો તમારૂં દળદર મટી જાય એટલું બધું દાન આપશે. અને વળી તમારા મિત્ર છે એટલે તો નાજ નહિ કહે.

૪૬. **માધવ**—(**मा** લક્ષ્મી+**धव** ધણી.) લક્ષ્મીના પતિ, શ્રીકૃષ્ણ.

**મનવાંછિત**—(**वाञ्छ्** ઇચ્છવું. **to wish**) મનવડે ઇચ્છેલું, મનમાં ધારેલું. (તૃતીયા તત્પુરુષ).

૪૭. **દીન**—ગરીબ; દુ:ખી.

**દરિદ્રનાંદ્રુમ**--( **દ્રુમ**=ઝાડ ) ગરીબાઈ રૂપી ઝાડ, ગરીબાઈનું દુ:ખ. દરિદ્રનાં દ્રુમ કાપશે એટલે કે ગરીબાઈ મટાડી દેશે ને શ્રીમંત બનાવશે.

---

## કડવું ૩જું.

આ કડવામાં સુદામાની સ્ત્રી અને સુદામાનો સંવાદ છે. સુદામાની સ્ત્રી સુદામાને કૃષ્ણની યાચના કરવા જવાનું આગ્રહપૂર્વક કહે છે, અને સુદામો પોતાને કોઈની પાસે યાચના ન કરવાનો ટેક જણાવી જવાની ના કહે છે. બંનેની દલીલો વિચારવા લાયક છે.

૧. **જાચો**—(**याच्** માગવું to beg) માગો.

**જાદવરાય**—જાદવોનો રાજા. (ષષ્ઠી તત્પુરુષ). શ્રીકૃષ્ણ

**જાદવ**—(**यादव**) **યદુ**વંશનો કોઈપણ પુરુષ. **યદુ** એ ચંદ્રવંશી **ય**યાતી રાજાનો દેવયાનીથી ઉત્પન્ન થયેલો પુત્ર હતો. એના વંશમાં ઉત્પન્ન થયેલા પુરુષો યાદવો કહેવાતા હતા. તેમાં કૃષ્ણ સૌથી શ્રેષ્ઠ હતા તેથી યદુપતિ અથવા યાદવરાય કહેવાય છે.

**ભાવઠ**—(**भवाटन**. **भव** સંસાર + **अट्** ભટકવું. તે ઉપરથી) સંસારનું દુ:ખ, પીડા, ઉપાધિ.

**ભાવઠ ભાગશે**—સંસારનાં તમામ દુ:ખ મટાડી દેશે. દરિદ્રતા કાપી નાખશે. (કર્તા શ્રીકૃષ્ણ).

૩. **ગોમતી**—દ્વારિકાં આગળ થઈને એક નાની વહેતી નદી: એ નામની ખાડી. એમાં નહાવાનું બહુ પુણ્ય મનાય છે, તેથી સુદામાની સ્ત્રી કહે છે કે શ્રીકૃષ્ણ પાસે યાચના કરવા જવાથી કંઈ નહિ મળે તો ચાલ્યુ, પણ ગોમતીમાં સ્નાન કરવાનું મળશે એ ફળ કંઈ ઓછું નથી.

**જડે**—મળે (કાઠીઆવાડી પ્રયોગ છે).

**દર્શનફળ**—શ્રીકૃષ્ણનાં દર્શનનું ફળ. ભગવદ્ દર્શનનું પુણ્ય.

૪. **પ્રતિવાય**—(સં. **प्रत्यवाय**. **प्रति+इ** જવું. to go & **अव्** to obstruct) હરકત, નુકશાન.

૫. **મામ**—ટેક. કોઈ પાસે ન માગવું એવો ટેક છતાં મિત્ર પાસેજ માગવું પડે એ ટેક મૂકવા બરાબર છે એમ સુદામો કહે છે.

૬. **ઉદર**—પેટ

**કીજે વિનય પ્રણામ**—નમ્રતાથી પગે લાગીએ, અર્થાત માગીએ.

**કીજે**—કરીએ. (આવો પ્રયોગ કવિતામાં વપરાય છે).

**વિનય**—(**वि+नी** (to lead દોરવું). **to tame** પ્યાર કરવો) નમનતાઈ, નમ્રતા.

**પ્રણામ**—(**प्र+नम** (to bend નમવું.), to bow પગે લાગવું.) પગે લાગવું તે.

**વિનય પ્રણામ**—વિનય સાથે પ્રણામ (તૃતીયા તત્પુરુષ).

૭. **સ્થાનક**—(**स्था** ઉભા રહેવું. **to stand**) સ્થળ, ઠેકાણું.

**વણસે**—(**वि+नश्** નાશ થવો. **to perish**) વિનાશ પામે, બગડે.

**કામ**—(સ. **कर्मन्**).

સુદામાની સ્ત્રી કહે છે કે પેટને માટે તો નીચ પાસે પણ નમનતાઈથી માગવું પડે તો આ તો મળવાનું સ્થાન છે અર્થાત મિત્રનું ઘર છે, ત્યાં ટેક રાખવા જઈએ તો કામ બગડે.

૮. **ઓઢું**—માગવાને લાંબો કરૂં. (હાથ).

સુદામો કહે છે કે કૃષ્ણ એકલા હોય તો કદાપિ યાચના કરૂં, પણ બધા યાદવોના દેખતાં દાન લેવા હાથ લાંબો કરાય? શરમ ન આવે?

**દુર્બળ**—બળ વગરનો અર્થાત્ દુબળો, ગરીબ ભિખારી જેવો.

**લક્ષ્મીનાથ**—લક્ષ્મીના પતિ, શ્રીકૃષ્ણ. (ષષ્ઠી તત્પુરુષ).

સુદામો એવી દલીલ કરે છે કે મારા જેવા દુબળા ભિખારીને બધા યાદવો આગળ મિત્ર તરિકે ગણાવતાં શ્રીકૃષ્ણને શરમ ન આવે? હું તો કદાપિ યાચવા જાઉં પણ આ વાતનો વિચાર કેમ ન કરવો?

૧૦. **ઉદ્યમી**—ઉદ્યમ કરનાર. (**उत्+यम** **to strive**, **to be industrious** મહેનત કરવી.).

**કાજ**—(સં. **कार्य**. **कृ** કરવું. **to do** ઉપરથી) કામ.

સુદામાની સ્ત્રી કહે છે કે પુરુષો તો ઉદ્યમી હોવા જોઈએ; તેમણે પોતાનું કામ કરવું જોઈએ; ને તમે આળસુ કેમ ?

૧૧. **કુળધર્મ**—કુળનો ધંધો. (ષષ્ઠી તત્પુરુષ).

**ભીખતાં**—ભીખ માગતાં ( ભીખવું ક્રિયાપદ. **भिक्ष्** માગવું. **to beg** ઉપરથી).

ભીખ માગવી એ તો બ્રાહ્મણનો ધંધો છે, એમાં લાજ શાની, એમ સુદામાની સ્ત્રી કહે છે.

૧૨. **અતર્યામી**—(**अंतर्** મન + **यम** **to restrain**) બધાના મનને પોતાની સત્તામાં રાખનાર, મનની વાત જાણનાર, પરમેશ્વર, શ્રીકૃષ્ણ.

૧૩. **ગર્ભવાસ**—ગર્ભમાં વાસઃ જન્મ થતા પહેલાં પ્રાણીને દશ માસ સુધી માતાના પેટમાં રહેવું પડે છે તે. (સપ્તમી તત્પુરુષ).

**રક્ષા**--રક્ષણ; સાચવણી. (સ. **रक्ष्** બચાવવું. **to Protect**). રક્ષાનો બીજો અર્થ રાખોડી પણ થાય છે, કેમકે લાકડું બળી જતાં જે બળી નહિ પણ અગ્નિથી રક્ષાઈને રહી તે એ છે. બજેવ ઉપર રાખડી બાંધે તે પણ રક્ષા કહેવાય છે, કેમ કે તે જેને બાંધે તેનું રક્ષણ તેથી થાય એમ મનાય છે.

**મોરાર**--(સ. **मुरारि. मुर+अरि**) મુર નામના દૈત્યને મારનાર વિષ્ણુ ભગવાન; શ્રીકૃષ્ણ.

૧૪. **સંતોષ**--(સ. **सम्+तुष्** ખુશ થવું **to be satisfied**).

૧૫. **સુખલીલા**—સુખના વૈભવો. (ષષ્ઠી તત્પુરુષ).

**વિસરે**—(**वि+स्मृ** ભૂલી જવું **to forget**) ભૂલી જવાય.

**ભાવ**—પ્રેમ; ભક્તિ. (**भू** થવું **to be**).

**ભિન્ન**--(**भिद्** ભેદવું **to cut**) જુદો.

**૧૨-૧૫.** સુદામાનું કહેવું એવું છે કે, પ્રભુ અતર્યામી છે એટલે સૌના મનની વાત જાણે છે તેથી તેમની પાસે જઈને યાચના કરવાની જરૂર નથી. જેણે ગર્ભમાં રક્ષણ કર્યું તે હવે નહિ કરે ? માટે ઉદ્યમ શો કરવો હતો ? મનમાં સતોષ રાખવો. અને સુખવૈભવ માગતાં તો તે મળે એટલે ભક્તિ વિસરી જવાય, માટે ટેક મૂકવાની જરૂર નથી.

૧૬. **પરિવાર** (**परि+वृ** વિંટાવું to spread, to suround) છૈયાં છોકરાં; કુટુંબ કબીલો.

૧૭. યાચવા ન જવાનો સુદામાનો નિશ્ચય જાણીને સ્ત્રી નમનતાઈથી પણ આગ્રહ પૂર્વક કહે છે કે એક વાર જાઓ, ફરી બીજી વાર નહિ કહું. ઈશ્વિરી સંકેતજ એવો હતો કે ફરી કહેવું પડયું નથી. કેમકે એ વખતના ફેરામાંજ સુદામાનું દળદર ફીટી ગયું છે. ઋષિઓનાં અને ઋષિ પત્નીઓનાં વચન સત્યજ નિકળે છે.

૧૮. વિભીષણ રાજા હતો અને મહા ધીરવીર હતો તો પણ તેણે જગદીશ રામચંદ્ર ભગવાનને યાચ્યા હતા, તો પછી તમને યાચવા જવા શું હરકત છે?

**જગદીશ**—(**जगत्+ईश**) જગતના ધણી; પરમેશ્વર. રામ. (પષ્ઠી તત્પુરુષ)

૧૯. **સામા પગલાં ભરે**—તરફ જાય; પાસે જાય; શરણે જાય.

**દારિદ્ર**—દરિદ્રતા. (**दरिद्र** શબ્દને **य** પ્રત્યય લાગીને ભાવવાચક નામ થયું.)

**રીસ**—કોપ; ગુસ્સો.

પ્રભુ કોપાયમાન થયા હોય તો પણ શરણે જવાથી રાજી થઈ જાય. ગુરુને ત્યાં ભણતા ત્યારે શ્રીકૃષ્ણથી છાના સુદામો ચણા ખાઈ ગયા હતા તેથી શ્રીકૃષ્ણને રીસ ચઢી હતી તે વાત મનમાં લાવીને આ પ્રમાણે કહે છે.

૨૦. ૨૧. કોઈની પાસે યાચના કરતી વખતે હાથ જોડવા પડે, ગરીબડા થઈને બોલવું પડે, મોઢું ફિક્કું થઈ જાય; જાચક–ભીખારીનાં એ ચિહ્ન છે, તેથી માગવાથી મરવું ભલું એમ સુદામો કહે છે. અર્થાત્ હું માગવા જવાનો નથી એમ તેના કહેવાનો ભાવાર્થ છે.

**પાણિ**—(સ.) હાથ.

**દીન**—ગરીબ, ભીખારી જેવી. (**દિન** શબ્દ હોય તો **દિવસ** અર્થ થઈ જાય.)

**વદન**—(**वद्** બોલવું to speak) બોલવાનું સાધન; મોં.

**વરણ**—(સં. **वर्ण**) રંગ, રંગવાળુંના અર્થમાં.

**ચિહ્ન**—નિશાની; લક્ષણ.

**वेपथुर्मलीनंवक्त्रं दीनवाक्गद्गदः स्वरः ।**
**मरणे यानि चिह्नानि तानि चिह्नानि याचके ॥**

આ શ્લોકનો અનુવાદ આ બે લીટીમાં કહેલો જણાય છે.

**૨૨. રામ**—ભગવાન્, અહીં શ્રીકૃષ્ણ. (**रम्** રમવું to play with ઉપરથી. દરેકના હૃદયમાં રમી રહ્યા છે તે, અંતર્યામી, રામ).

**૨૩. ઈહાં**—અહિયાં.

**નવનિધ**—(**निघ** સ. **निधि** ભંડાર, ખજાનો) કુબેર ભંડારીના નવ દ્રવ્યભંડાર છે તે. મહાપદ્મ, પદ્મ, શંખ, મકર, કચ્છપ, મુકુંદ, કુંદ, નીલ, અને ખર્વ એ નવ ભંડાર છે.

સુદામો કહે છે કે પ્રભુ અંતર્યામી છે તેથી આપણા મનની વાત જાણીને અહીં બેઠાંજ નવનિધ આપશે, તો ત્યાં જવાનું શું કામ છે?

**ત્યાં**—દ્વારકામાં, શ્રીકૃષ્ણ પાસે.

**૨૪. પાય**—(સં. **पाद**) પગ.

**કયમ ચાલે મારા પાય**—મારાથી શી રીતે જવાય?

**૨૫. ધિક્ પડો**—ધિક્કાર હજો.

**કાય**—(સ.) શરીર. (બીજી વિભક્તિ અધ્યાહાર).

**૨૬. અજાણ**—(સ. **अज्ञान**. **ज्ञा** જાણવું to know ઉપરથી) જાણે નહિ એવા, જ્ઞાન વગરના.

**૨૭. ઘટઘટમાં**—દરેક શરીરમાં; બધી જગાએ.

**વ્યાપી રહ્યો છે**—વસી રહ્યો છે, પ્રસરી રહ્યો છે. (**वि + आप्** વ્યાપવું, પસરવું.)

**પૂરણ**—(સં. **पूर्ण**) પૂરેપૂરો; સંપૂર્ણ.

**પુરૂષપુરાણ**—જુનામાં જુનો પુરુષ. સૃષ્ટિની ઉત્પત્તિ થઈ તે પહેલાં એક ઈશ્વર જ હતો તેથી એને સૌથી જુનો કહ્યો. (પુરાણ=જુનો, પુરાણો.)

**૨૮. ૨૯.** માતાના પેટમાં દશ માસ સુધી પ્રાણી શો ઉપાય કરે છે? તે વખતે પ્રભુ ખબર રાખે છે તો હવે કેમ વિસારી મેલશે?

૩૦. ૩૧. સુદામો જાચવા જવાને કબુલ થતોજ નથી ત્યારે છેવટે સ્ત્રી કહે છે કે તમે તો જ્ઞાની, વૈરાગી ને ત્યાગી થઈને બેઠા; અને હું સ્ત્રી–અબળાનો અવતાર પડી, તે જુગતેથી શી રીતે જાચવા જાઉં? **અર્થાત્** હવે આપણો દહાડો કેમ વળે? **જુગતે**–યુક્તિથી.

**જ્ઞાની**—બ્રહ્મજ્ઞાની.

**વૈરાગી**—(**वि** નહિ+**राग**=પ્રીતિ. **रञ्ज्** પ્રેમ કરવો ઉપરથી) સંસાર ઉપર જેને પ્રીતિ નથી તે, સાધુ.

**ત્યાગી**—(**त्यज्** છોડી દેવુ. to abandon) જેણે સંસાર છોડી દીધો છે તે, સાધુ.

**પંડિત**—(**पंडा**-બુદ્ધિ ઉપરથી) બુદ્ધિમાન્. વિદ્વાન્.

**ગુણભંડાર**—ગુણના ભંડાર (ષષ્ઠી તત્પુરુષ).

**અવતાર**—(**अव+तृ** નીચે ઉતરવું) જન્મ.

૩૨. **અધમ**—હલકો, નીચો.

**આંસુભરે**—(આંખમાં) રડે. આંસુ–(સં. **अश्रु**.)

૩૨. **પ્રેમદા**—(**प्रेम+दा** આપવું. to give) પ્રેમ આપનારી, સ્ત્રી.

**ઉચરે**—ઉચ્ચાર કરે, બોલે (**उत+चर्** બોલવું).

---

## કડવું ૪ થું

૧.—**સુંદરી** (**સં. सुंदर**=સ્વરૂપવાન્ ઉપરથી નારી જાતિનું રૂપ) રૂપાળી સ્ત્રી. અહીં સુદામાની સ્ત્રી. સાધારણ રીતે કોઈપણ સ્ત્રીને માટે એ શબ્દ વપરાય છે.

**બોલીયા**—બોલ્યા. (ભૂતકાળનો આવો પ્રયોગ ફક્ત કવિતામાંજ વપરાય છે,)

૨. **ઘેલી કોણે કરી**—કોણે ગાંડી બનાવી દીધી. (તને–સુદામાની સ્ત્રીને). અર્થાત્ ભિક્ષા માગવા જવાને આવી હઠ કરીને કહેવાનું સમજાવી તને કોણે ભમાવી મૂકી? કેમકે પતિની ઇચ્છા વિરુદ્ધ એક શબ્દ પણ

ન બોલ નારી તે, સુદામાને જવાની ઇચ્છા ન છતાં, આજે જવાને આગ્રહ કરી રહી છે.

૩. **નિર્મ્યું**—(**निर्+मा** નિર્માણ કરવું to creat) નક્કી કરી મૂકેલું; નિર્માણ કરી મૂકેલું. (કર્ત્તા–ઇશ્વરે). અર્થાત્ ઇશ્વરે નસીબમાં જે નક્કી કરી મૂકેલું છે તેજ મળવાનું છે.

૪. **વિધિ**—નસીબ; બ્રહ્મા; નસીબના લેખ લખનારી દેવી–વિધાત્રી. (**वि+धा** બનાવવું. to creat)

**લખી**—(કપાળમાં) બાળક છઠ્ઠિવસનું થાય છે ત્યારે વિધાત્રી તેના કપાળમાં તે બાળકની જીંદગીમાં શું શું બનાવ બનવાના તે લખી જાય છે એવી લોકમાન્યતા છે. એને છઠ્ઠીના લેખ કહે છે. સરખાવો–"છઠ્ઠીના લખીયા લેખ તે કયમ ટળશેરે"–દયારામ.

**વૃદ્ધિહાણ**—લાભ અને નુકશાન. (દ્વન્દ્વ સમાસ)

**વૃદ્ધિ**—(**સં–वृध्** વધવું. to increase) વધારો, લાભ, સુખવૈભવ.

**હાણ**—( **सं–हानि. हा** છોડી દેવું. to abandon ઉપરથી ) નુકશાન. દુઃખ. આપત્તિ.

વૃદ્ધિ અને હાણનો અન્વય "પામીએ" સાથે જાય છે.

૫. **દીધા વિના**—દાન કર્યા વગર. કોઇને ધર્મ દાનમાં કંઈ આપ્યા વગર આપણને તે ક્યાંથી મળે ? પૂર્વ જન્મમાં કંઈ દાન કર્યું હોય તો આ જન્મે મળે. અર્થાત્ પૂર્વ જન્મે આપણે કંઈ પુણ્યદાન કર્યું નથી તો આ જન્મે આપણને સુખ વૈભવ ક્યાંથી મળવાના છે ? તેથી યાચવા જવાની જરૂર નથી.

૬. **જમણે હાથ**—કોઈને દાન કરવાની વસ્તુ જમણે હાથેજ અપાય છે; કેમકે જમણો હાથ પવિત્ર ગણાય છે. (ત્રીજી વિભક્તિ અધ્યાહાર.)

૭. **ખડધાન**—( ખડ=ઘાસ+ધાન=(સ. **धान्य** અનાજ ) ઘાસની જાતનું હલકુ અનાજ–કોદરા, બંટી વીગેરે.

૮. **શાળ**—(સં. **शालि**) ડાંગર; ભાત.

૭-૮. કોદરા વાવીને તેમાંથી ડાંગર પાકવાની જેમ આશા રખાતી નથી, તેમ પૂર્વ જન્મે સારાં કર્મ કર્યા વગર સુખ વૈભવની આશા રાખવી ફોગટ છે.

૯-૧૦. પ્રથમથી પાળ ન બાંધી હોય ને તેથી પાણી બધું વહી જાય, તો પાછળથી તેનો શોક કરવાથી શું ફળ? તેમ પહેલેથી સારાં કર્મ ન કરીએ ને પછી દુઃખ વેઠવું પડે તો તેનો પણ શોક શા માટે કરવો?

**શોચના**—(**शुच** શોક કરવો to bewail) શોક; પસ્તાવો.

**વહી ગયે**—વહી ગયા પછી, જતું રહ્યા પછી. (**वह** વહેવું. to flow)

**પ્રથમ**—પહેલેથી. (ક્રિ. વિ. અ.)

લીટી ૧૧થી ૨૨ સુધીમાં પૂર્વ જન્મે કયાં કયાં શુભ કર્મ નથી કર્યાં અને કયાં કયાં અશુભ કર્મો કર્યાં છે કે જેથી આ જન્મે આવું દુઃખ વેઠવું પડે છે તે ગણાવે છે.

૧૧. **એકાદશીવ્રત**—અગિયારસનો અપવાસ. હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દરેક પખવાડીયાની અગિયારમી તિથિએ અપવાસ કરવાથી પુણ્ય થાય છે એમ મનાય છે. એકાદશીનો ખરો હેતુ એકાદશ ઇંદ્રિયો-દશ ઇંદ્રિયો ને અગીયારમું મન-તેને વશ કરવી તે છે, અને તે થવાને માટે ભૂખ્યા રહેવાનું શાસ્ત્રમાં કહેલું છે.

૧૨. **તીર્થોપવાસ**—(**तीर्थ + उपवास**) તીર્થમાં જઇને ઉપવાસ કરવો તે. (**उप+वस्** ભૂખ્યા રહેવું.)

**તીર્થ**—પવિત્ર સ્થળ. ગોકુળ, મથુરાં, કાશી, દ્વારિકા વગેરે.

૧૩. **અગ્નિ તૃપ્ત કીધા નહિ**—આહુતિ આપીને અગ્નિને સંતોષ પમાડયો નહિ. હોમહવન યજ્ઞયાગાદિક કર્યા નહિ.

૧૪. **શ્વાન**—કુતરો.

**વાયસ**—કાગડો.

**ગો**—ગાય.

**ગ્રાસ**—કોળીઓ, ખાવાનો ભાગ. **ગોગ્રાસ** ગાયનો ભાગ.

જમવાની રસોઇમાંથી કુતરાનો, કાગડાનો, અને ગાયનો ભાગ જુદો કાઢી તેમને ખાવાનું નાખ્યું નહિ.

**અતિથિ**—(**अ + तिथि**) એક ઠેકાણે અમુક દિવસ કરતાં જે વધારે ન રહે તે, પરોણો, અભ્યાગત, ભિખારી.

**નિર્મુખ**—કંઈ પણ આપ્યા વગર, નિરાશ કરીને. (નિરાશ થવાથી મુખ ફેરવીને જાય માટે નિર્મુખ.)

૧૯. **હરિપ્રસાદ**—ભગવાનની પ્રસાદી; પ્રભુને ધરાવેલું અન્ન વગેરે.

૨૦. **અશુદ્ધ**—અપવિત્ર. (પ્રભુને ધરાવ્યા વગરનો માટે)

**આહાર**—ખોરાક. ( **आ + हृ** ખાવું to eat)

૨૧. **આપ**—પોતાનું; આપણું.

૨૨–૨૩. **છૂટયાં પશુ**—રખડતાં જાનવરો.

**અવતાર**—( **अव + तृ** નીચે ઉતરવું; જન્મવું ) જન્મ.

માલીક વગરનાં રખડતાં પશુઓના જેવા આપણો અવતાર છે કે જેથી ગમે તેમ રખડીને ભેટ ભરવું પડે છે.

અથવા **છૂટયાં પશુ તણો અવતાર** એટલે પરમેશ્વરે આપણને પશુનો અવતાર છોડાવીને માણસો અવતાર આપ્યો, તેથી હવે સંતોષ રાખીને રહેવું જોઈએ.

૨૫. **ભક્તિએ**—ભક્તિ વડે; ભક્તિ કરવાથી. (**भज्** ભજવું+ **ति**)

**નવનિધ**—(નિધ-(સં. **निधि**=ભંડાર) નવ પ્રકારના દ્રવ્યના ભંડારો કુબેર ભંડારીને ત્યાં છે અને તે અખૂટ છે.

૨૬. **ધીર**—(**सं. धैर्य**) ધીરજ; શાન્તિ.

**સ્ત્રીજન**—સ્ત્રી; નારી જાતિ; સુદામાની સ્ત્રી. સુદામો પોતાની સ્ત્રીને કહે છે. અહીં જન શબ્દનો કંઈ અર્થ નથી. ઋષિજન, પક્ષીજન એમ કાવ્યમાં વપરાય છે. (કર્મધારય સમાસ.)

૨૭. **આંખભરી**—આંખમાં પાણી લાવીને, રડીને. આંસુ સાથે. ભરી કૃદંત અવ્યય.)

**અબળા**—(**अ+बला**) બળ વગરની, સ્ત્રી. એનું કર્મ આંખ.

૨૮. **જડ**—ચેતન્ય રહિત; વિવેક વિચાર વગરનું.

૨૯. **એ જ્ઞાન**—તમે જે શિખામણ આપી તે તે; ઉપર કહ્યું તે.

**૩૦–૪૫** અન્નનો કેટલો મહિમા છે તે આ લીટીઓમાં ગણાવેલું છે. સુદામાની સ્ત્રી કહે છે કે તમે ઉપદેશ આપ્યો તે ખરો, પણ ઘરમાં બિલકુલ અન્ન વગર બાળકો ભૂખે ટળવળે છે તેનું કેમ? માટે પહેલું ખાવાનું લાવો, ને પછી ઉપદેશ આપો.

**૩૨. જોગેશ્વર**—(**સં. योगेश्वर. योग + ईश्वर**) મહાન્ યોગી. મોટો યોગી હોય કે પરમેશ્વરનો ભક્ત હોય તેને પણ ખાવાને અન્ન તો જોઈએજ.

**૩૫. અન્નપૂર્ણા**—અનાજ પૂરૂં પાડનારી દેવી. એ જેને ત્યાં હોય તેને ત્યાં ગમે એટલું વાપરવા છતાં અન્ન ખૂટેજ નહિ. એ પાર્વતીનુંજ એક સ્વરૂપ છે.

**૩૬. અક્ષય પાત્ર**—અંદરથી કદાપિ વસ્તુ ખૂટેજ નહિ એવું વાસણ. (કર્મ ધારય).

**અક્ષય**—(**अ + क्षय. क्षि** નાશ પામવું) નાશ ન પામે એવું.

૩૭ **કામધેનુ**—(**काम**=ઇચ્છા+**धेनु** ગાય.) એવી જાતની ગાય કે જેની પાસે બેસીને જેની ઇચ્છા કરીએ તે મળે. એનુ નામ **काम दुघा** પણ છે. મધ્યમ પદ લોપી સમાસ.

**૩૮. કોણમાત્ર**—શા હિસાબમાં. જ્યારે મોટા મોટા દેવો અન્નને માટે સાધન રાખી મૂકે છે તો પછી આપણે તે શી ગણત્રીમાં? આપણને અન્ન વગર શી રીતે ચાલે?

૩૯. **કલ્પવૃક્ષ**—(**कल्प** કલ્પના, ઇચ્છા+**वृक्ष** ઝાડ) જેની તળે બેસીને જેવી કલ્પના કરીએ તેવી વસ્તુ આવીને ઉભી રહે એવું ઝાડ.

૪૪. **મનવાંછિત**—મનમાં ઇચ્છેલું (**वाञ्छ्** ઇચ્છવું.ઉપરથી વાંછિત.) (**तृ.** ત. પુ. સ.)

**આહાર**—ખોરાક. ( **आ+हृ** ). **हृ** ધાતુનો મૂળ **અર્થ** હરણ કરવું, લઈ જવું થાય છે, પણ એને જુદા જુદા ઉપસર્ગ લાગીને એના **અર્થ** જુદા જુદા બદલાઈ જાય છે. જેમ **आ+हृ**=ખાવું, **प्र+हृ**=પ્રહાર કરવો, મારવું. **सम+हृ**=સંહાર કરવો, મારી નાખવું વગેરે.

૪૧. **ધર્મપ્રાણ**—ધર્મ અને પ્રાણ (દ્વં. સ.) અન્ન મળે તોજ ધર્મ પણ પળાય અને પ્રાણ પણ ટકે.

૪૨. **ઉભો......સંસાર**—અન્ન વડેજ બધો સંસાર ટકી રહ્યો છે. અર્થાત્ આપણે પણ અન્ન મળે તોજ જીવી શકીએ અને ધર્મનિયમ આચરી શકીએ. માટે અન્ન મેળવવાને યાચના કરવા જવુંજ જોઇએ એમ કહેવાનો હેતુ છે.

૪૩. **ફેરાનું ફળ**—ફેરો ખાવાથી મળતું ફળ. સુદામો એમ શંકા કરે કે હું કૃષ્ણ પાસે યાચના કરવા જાઉં ને કંઈ ન મળે ને ઠાલે હાથે પાછા આવવું પડે તો? તેનું સમાધાન તેની સ્ત્રી પહેલેથીજ કરે છે. કે ફેરાનું ફળ જશે નહિ. નકામો ફેરો નહિ પડે, કંઈ પણ મળશેજ. આ લીટી સુદામાની સ્ત્રીની દૃઢ શ્રદ્ધા બતાવે છે. શ્રદ્ધા હમેશ ફળે છેજ. જુઓ ગીતા-**श्रद्धाफलतिसर्वत्र**

૪૫. **વિધિ**—પ્રારબ્ધ. નસીબના લેખ લખનાર દેવ. બ્રહ્મા.

૪૬. **ધોશે**—ધોઈ નાખશે, મટાડી દેશે.

**ધરણીધર**—ધરણી-પૃથ્વીને ધારણ કરનાર, ભગવાન.

**તતખેવ**—(સ. **तत्क्षणेव**) તે વખતેજ; તુરત.

૪૫-૪૬. સુદામાની સ્ત્રી કહે છે કે નસીબમાં દરિદ્રતા લખી હશે તો પણ પ્રભુ તે મટાડી દેશે.

૪૭. **તત્ક્ષણ**—તેજ વખતે.

**ત્રિકમ**—(સં. **त्रिक्रम**. **त्रि** ત્રણ+**क्रम** પગલાં. **क्रम** ચાલવું ઉપરથી). પ્રભુ, શ્રીકૃષ્ણ. વામન અવતારમાં ત્રણ ડગલાં ભરીને સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ માપી લઇ બલિરાજાને પાતાળમાં ચાંપી ઘાલ્યો હતો તે ઉપરથી.

---

## કડવું ૫મું.

૧. **શુકજોગી**—શુક એજ યોગી, શુક નામના જોગી. (કર્મધારય.) (જોગી. સં. **योगी**).

**રાજ**—પરીક્ષિતરાજા.

**પ્રેમદા**—પ્રેમ આપનારી, પ્રેમ દેખાડનારી સ્ત્રી.

૨. **આપ**—પોતે.

**જાચવા**—(સ. **याच्** માગવું) માગવા, યાચના કરવા.

૩. **સર્વથા**—નક્કી, ગમે તેમ કરીને પણ, કોઈ પણ પ્રકારે. **સંસ્કૃત** સર્વનામને **था** પ્રત્યય પ્રકારાર્થમાં કે રીતિના અર્થમાં લાગે છે. જેમ સર્વથા સર્વ પ્રકારે; અન્યથા-બીજી રીતે.

**રાંક**—ગરીબડી. (સં. **रंक**).

૪. **માત......વાંક**—ઘરમાં ખાવાનું ન મળે એમાં સ્ત્રીનો શો વાંક ? પુરુષ કમાઈ લાવે તો સ્ત્રી તેની વ્યવસ્થા કરે. માટે સુદામો કહે છે કે ઘરમાં ખાવાને અન્ન નથી એ વાંક મારોજ છે, તેથી મારે લાવવા જવુંજ જોઈએ.

૬. **ભામિની**—સ્ત્રી. (સુદામાની).

**ભગવંત**—શ્રીકૃષ્ણ.

૭. **કુંવર**—(સં. **कुमार**) છોકરો. સુદામા શ્રીકૃષ્ણના મિત્ર થાય છે, અને મિત્ર તે ભાઈ બરોબરજ ગણાય માટે સુદામો કહે છે કે શ્રીકૃષ્ણના છોકરાઓ મને કાકા કહેતા મળવા આવશે તેમને ખાવાનું શું આપીશ ?

૮. **સમુદાય**—(સ. **सम्+उत्+इ** જવું. to go) સમૂહ, ટોળું. (શ્રી કૃષ્ણના છોકરાઓનું).

૯. **હરખ**—(સ. **हर्ष**) આનંદ.

૧૦. **પાડોસણ** (સ. **प्रतिवासिनी. प्रति** સાથે**+वस्** રહેવું. to live) નજીકમાં રહેનાર બાઈ, પાડોશીની સ્ત્રી.

**જાણે......દાસ**—સુદામાની સ્ત્રી પાડોસણ પાસે જઈને કહે છે કે આજે તમે મારૂં કામ કરશો, કંઈ ઉછીનું આપશો, તો તમને બમણું પાછું આપીશ. અને જાણે વગર પૈસે તમો મને દાસી રાખી હોય તેમ વર્તીશ. સુદામા શ્રીકૃષ્ણને મળવા જાય ત્યારે સાથે કઇ ભેટ લઈ જવા કંઈ વસ્તુ જોઈએ, અને ઘરમાં કંઈ મળે નહિ, તેથી આમ પાડોશીની યાચના કરવી પડી છે.

**૧૧. દ્વારામતી**—દ્વારિકા. એનું બીજું નામ દ્વારાવતી પણ છે. એ પશ્ચિમ દિશાનું દરિયાઈ મુખ્ય દ્વાર–બારૂં હતું તેથી એ નામ પડેલું. આજે પણ બંદરને બારૂં કહેવામાં આવે છે.

**જાદવરાય**—( સ. **यादवराय** ) યદુ કુળના પુરૂષોમાં રાજા જેવા. શ્રીકૃષ્ણ.

**૧૨. માય**—માતા; મા. ( 'ય' વધારાનો પાદપૂરણાર્થ છે.)

**૧૩. દુર્બળ**—ગરીબ ભીખારીના અર્થમાં.

**૧૪. કાંગ**—એક જાતનું ધાન્ય. મૂળ ભાગવતમાં અને બીજા કવિઓનાં કાવ્યોમાં તાંદૂલ–ચોખા છે. ભાગવતમાં તો **पृथक् तण्डुल** એટલે પહુંવા છે અને તેજ વ્યાજબી છે. કેમકે છોકરાંને માટે ખાવું લઈ જવાને કાંગ ન હોય પણ પહુંવાજ હોય.

**દેવા**—પાછા આપવાના. એટલા પુરતું દેવું થયું. અર્થાત્ મફત નથી આપ્યા, દેવા તરિકે પાછા લેવા આપ્યા છે.

**૧૫. ઉખળે**—ખાંડણીયામાં ( સં. **उलूखल**=ખાંડણીયો )

**ઓખણ્યા**—છડ્યા. સાંબેલા વડે ઉજળા કર્યા. (શ્રીકૃષ્ણ પાસે લઈ જવાના તેથી સારા દેખાય માટે.)

**૧૬. તગતગતા**—ચળકતા.

**ઋષિજી**—સુદામો.

**૧૭. છીવાય**—અભડાય; કોઈ મલીન વસ્તુનો સ્પર્શ ન થાય.

**૧૮. નથી...પટકુળ**—લૂગડે બાંધી રાખવાના નથી, પણ શ્રીકૃષ્ણને આપવા લઈ જવાના છે, માટે બહુ જતન કરે છે.

**૨૦. પેરે**—પેઠે; રીતે. રત્ન સાચવે તેમ.

**ચડે...રીસ**—છોડતી વખતે રીસ કરવી પડે. બળ વાપરવું પડે તોપણ ન છૂટે એમ તાણીને બાંધ્યા.

**૨૨. જયમ...ભૂખ**—આપણી ભૂખ જાય એટલું બધું અર્થાત્ કદી ખૂટે નહિ એટલું બધુ લાવજો.

**૨૩. મૂક્યો નિશ્વાસ**—નિશાસો નાખ્યો. (યાચના કરવા જાય છે, પણ ત્યાંથી કંઈ મળશે કે નહિ તેની શ્રદ્ધા નથી માટે.)

૨૪. **પરબ્રહ્મ**—પરમાત્મા. શ્રીકૃષ્ણ.

૨૫. **સંચર્યા**—ચાલ્યા. ( **सम् + चर्** જવું. to go)

**વોળાવી**—વળાવી; વિદાય કરી.

**વળ્યો**—પાછો ફર્યો.

**પરિવાર**—( **परि + वृ** આસપાસ વિંટળાઈ વળવું ) કુટુંબી જનો; છૈયાં છોકરાં વગેરે.

૨૬. **ત્યાગી**—( **त्यज्** to **abandon** ત્યાગ કરવો, છોડી દેવું.) જેણે સંસારની સર્વ માયા છોડી દીધી છે તે. (સુદામો).

**વેરાગી**—( **विरागी. वि + रञ्ज्** ઉપરથી ) રાગ એટલે પ્રેમ. જેણે સંસાર ઉપરથી પ્રેમ છોડી દીધો છે તે. (સુદામો)

**વિપ્ર**—બ્રાહ્મણ. (સુદામો)

**ભક્તના શણગાર**—બધા ભક્તોમાં શણગારરૂપ; ઉત્તમ ભક્ત (સુદામો)

આ પ્રમાણે સુદામાની ઉત્તમ ભક્ત તરિકે ઓળખાણ આપી હવે તેમનું સ્વરૂપ કવિ વર્ણવે છે.

૨૭. **ભાળ**—કપાળ; કપાળમાં. ( સપ્તમી અધ્યાહાર )

**તિલક**—ટીલું.

**રસના**—જીભ. ( રસ = સ્વાદ. બધા સ્વાદ ચાખે માટે )

**ભણતો જાય**—શ્રીકૃષ્ણના નામનો જપ કરતો જાય.

૨૮. **મુખ**—મુખે; મોઢા ઉપર. ( સપ્તમી અધ્યાહાર )

**કુખ**—( સ. **कुश** ) દર્ભ, દાભ, એક જાતનું ઘાસ. મુખની સાથે પ્રાસ મેળવવા કુશને બદલે કુખ શબ્દ વાપર્યો છે, કવિઓ એવી છૂટ ઘણી વખત લે છે.

**જાળું**—ઘાસનું ભોથુ. (ઘણી હજામત વધેલી તેથી ઘાસના જાળા જેવો દેખાવ થઈ રહેલો અને વાળ બરછટ માટે કુશના જાળાની ઉપમા આપી.)

**વાધ્યું**—વધ્યું.

**કદ્રુપ**—ખરાબ રૂપવાળું.

**કાય**—કાયા, શરીર.

૨૯. **ભસ્મ**—રાખોડી. શરીરે ચોળેલી ને માથામાં ઘાલેલી તે.

**ધૂમ્ર**—ધુમાડો.

ઉતાવળે ચાલતાં જટામાંથી ધૂળ ઉડે તે જાણે ધુમાડાના ગોટા નિકળતા હોય એમ લાગે.

૩૦ **ઉપાનરેણુ**—જોડાની રજ. (**उपानह्** જોડા; **रेणु** રજ, ધૂળ.)

**અભ્ર**—આકાશ.

આ બે લીટીમાં સુદામાની ચાલવાની ત્વરા બતાવે છે.

**જોજન**—( **योजन** ) ચાર ગાઉનું માપ.

**કોટાનકોટ**—કરોડો.

પગના આગળ ધૂળ એટલી બધી ઉડે છે કે તેનાથી કરોડો જોજન સુધી આકાશ છવાઇ રહ્યું.

૩૧ **ધસમસે**--ઉતાવળા ઉતાળવા દોડતા જાય.

**ધાય**—(સં. **धाव्** દોડવું.) દોડે.

**મુનિવર**—સુદામો.

**મુખે...માય**-બહુ ઉતાવળા ચાલવાથી મોઢામાં શ્વાસ માય નહિ એટલા બધા હાંફીજાય.

૩૨ **વિસ્મય થાય**—નવાઇ પામે (**वि+स्मि** નવાઇ લાગવી.)

૩૩ **તૈલાભ્યંગ**—( **तैल + अभ्यंग. अभि + अञ्ज्** ચોળવું) શરીરે તેલ ચોળવું તે.

**સ્વપ્ને**—સ્વપ્નમાં પણ. ( **स्वप्** ઉંઘવું )

**લૂખું**—ચિકાશ વગરનું. ( કોઇ દિવસ તેલ ચોળીને ન્હાવાનું ન મળે માટે. )

**ગાત્ર**—શરીર; શરીરનાં અંગો.

**ऋષિનું**—સુદામાનું.

૩૪. **જેષ્ટિકા**—( સ. **यष्टि** ) લાકડી.

૩૫. **કોપીન**—(સં) લંગોટી. કચ્છોવાળી પહેરવાનું પંચીયું.

**જીરણ**—( સ. **जीर्ण** ) જૂનું.

**વનફુળ**—ઝાડની છાલનું વસ્ત્ર; વલ્કલ.

**પરિધાન**—પહેરવાનું. ( **परि+धा** પહેરવું, શરીરે ધારણ કરવું.)

આ બે લીટીમાં સુદામાના વેષનું વર્ણન કર્યું છે અને તેની દરિદ્રાવસ્થા બતાવી છે.

૩૬. **ભાગ્યભાનુ**—નસીબનો સૂર્ય. ( ૫. ત. સ. )

**ઉદય થયો**—ઉગ્યો. ( સ. **उत्+इ-अय्** ઉદય પામવો; ઉગવું. ) ભાગ્યભાનુ ઉદય થયો એટલે હવે નસીબ ખીલ્યું; ચઢતી થવાનું ચિન્હ જણાયું. શ્રીકૃષ્ણ પાસે યાચના કરવા જવા લાગ્યા એટલે અવશ્ય લાભ થશે એમ કવિ કહે છે.

**હરિ**—શ્રીકૃષ્ણ.

**આપસમાન**—પોતાના જેવાજ સુખી-સપત્તિ માન.

૩૮. **પહોંતા**—પહોંચ્યા ( પ્રાચીન પ્રયોગ )

**થોડે શ્રમે**—થોડી મહેનતે. (મળવા જવાની હોંસ છે અને લાભ મળવાની આશા છે તેથી અથવા પ્રભુ કૃપાથી સુદામાને મુસાફરીનો થાક જણાયો નહિ.)

---

## કડવું ૬ ઠું.

આ કડવામાં કવિ દ્વારિકાની શોભાનું અને શ્રી કૃષ્ણના વૈભવનું સુંદર વર્ણન કરે છે.

૧. **ઋષિ**—શુક મુનિ: પરીક્ષિતને ભાગવતની કથા કહેનાર.

**નરપતિ**—રાજા, પરીક્ષિત. ( ૫. ત. પુ. સ.)

૨. **કનકકોટ**—સોનાનો બનાવેલો કોટ. દ્વારકા શહેરની આસપાસ ફરતો સોનાનો કોટ હતો. શ્રી કૃષ્ણના સમયમાં સોનાની દ્વારિકા હતી તે જળમાં ડૂબી ગઈ છે એમ કહેવાય છે. ( ૫. ત. પુ. સ. )

**મણિમયરત્ન**—મણિ એ નવ રત્નમાંનું એક જાતનું લાલ રંગનું રત્ન છે. મણિ અને રત્ન બને એક જાતના સમાનાર્થ શબ્દો અર્થ વગરના વાપરી શબ્દ પ્રયોગ ખોટો કર્યો છે. મણિથી બનેલું કે મણિથી

ભરેલું રત્ન હોય નહિ. કહેવાની મતલબ એટલીજ છે કે કોટના કાંગરામાં જુદી જુદી જાતનાં રત્ન જડેલાં હતાં.

**કાંગરે**—કાંગરામાં. કોટના ઉપલા ભાગમાં નાની નાની કમાનો કાઢેલી હોય છે તેને કાંગરા કહે છે.

૩. **કોઠા**—બુરજ. કોટ ઉપર થોડે થોડે આંતરે લશ્કરની ટુકડીઓ અથવા તોપખાનું રાખવા કોઠીના આકારે ગોળ પાકાં મકાન બાંધેલાં હોય છે તે. નાના કિલ્લા. (એક વચન કોઠો.)

**કોસીસાં**—તોપ ફોડવાની બારીઓ. (એ. વ. કોસીસું)

**પર્મ**—(સં. **परम**) વધારે.

**વિશ્વકર્મા**—(**विश्व** જગત્. + **कर्मन्** કામ.) જગતનો બનાવનાર. દેવોનો શિલ્પી. એ બ્રહ્માનો પુત્ર છે. એણે જગતના ઘાટ ઘડ્યા છે તથા અસ્ત્રશસ્ત્ર બનાવ્યાં છે. અગ્ન્યસ્ત્ર એણે શોધી કાઢયું હતું.

વિશ્વકર્માએજ જાણે દ્વારિકાનો કિલ્લો બનાવ્યો ન હોય એમ લાગે છે.

૪. **દુર્ગ**—કિલ્લો. (સ. **दुर्** મૂશ્કેલ + **ग. गम्**=જવું ઉપરથી.) જ્યાં જવું મૂશ્કેલ પડે તે જગ્યા.

**ધજા**—(સં. **ध्वजा**).

**દુંદુભી**—(સ.) નગારાં, નોબત.

૫. **સુદર્શન**—શ્રી કૃષ્ણ ભગવાનનું ધારવાળુ ગોળ આયુધ. ચક્ર. એ દ્વારિકાની આસપાસ ફરતું રહે છે ને શહેરની ચોકી કરે છે. જુઓ ઓખાહરણ:—

"જાવા કીધું નગરમાં મન, એવે આવ્યું ત્યાં સુદર્શન,
જેવું મસ્તક છેદે બળમાં, કન્યા પેઠી ગોમતીના જળમાં."

**સોહે**—શોભે.

**ગંભીર...મોહે**—સમુદ્રની ઘેરી ગર્જનાઓ થયા કરે તે મનને મોહ પમાડે છે.

૬. **ત્યાં**—દ્વારિકામાં.

**ગોમતી સંગમ**—ગોમતી નામે ખાડી જ્યાં આગળ સમુદ્રને મળે છે તે સ્થળ. (**सम्** = સાથે + **गम्** જવું).

**ચારે વર્ણ**—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર.

**ત્યાં**—ગોમતીના જળમાં.

૭. **પરમગતિ**—મોક્ષ. ( **परम**. શ્રેષ્ઠ + **गति** સ્થિતિ. **गम्** જવું ઉપરથી ).

**મુક્તિપુરી**—(**मुच्** = છોડી દેવું + **ति**.) મોક્ષ આપનાર શહેર. તીર્થક્ષેત્ર. દ્વારિકા. ( મધ્યમ પદ લોપી સમાસ ) હિન્દુસ્તાનમાં એવી ૭ મુક્તિપુરી ગણાય છેઃ—

**अयोध्या मथुरा माया काशी काञ्चि अवन्तिका ।**
**पुरी द्वारामती चैव सप्तैत्ता मोक्षदायिकाः ॥**

**મણા**—ખામી, ખોડ.

૮. **ભગવાન્**—(**भग** = ઇશ્વિરની ૭ શક્તિઓઃ સમસ્ત ઐશ્વર્ય, સમસ્ત વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, અને વૈરાગ્ય. એ ૭ + **वत्** = વાળો.) અહીં સુદામો. મહાત્મા અથવા મોટા પુરુષને માટે એ શબ્દ વપરાય છે.

૯.–૧૮. સુદામાનું વિચિત્ર રૂપ જોઈને દ્વારિકાના લોકો તેમની ચેષ્ટા કરે છે તથા નાનાં બાળકો ચીડવે છે તેનું વર્ણન આ લીટીઓમાં છે.

૯. **રૂપ**—સુદામાનો બેડોળ દેખાવ.

**પુંઠળ પળે**—સુદામાની પાછળ પાછળ દોડે.

**પળે**—પલાયન કરે, દોડે. (**परा** + **अय्** દોડવું, નાસી જવું.)

૧૦. **જાદવ સ્ત્રી**—જાદવોની સ્ત્રીઓ. ( ષ. ત. પુ. સ. )

**તાળી દેઈ હસે**—સુદામાને જોઈને જાદવોની સ્ત્રીઓ એક બીજીને તાળી આપીને હસે છે અને મશ્કરી કરે છે તથા નિંદાના રૂપમાં સુદામાનાં વખાણ કરે છે.

**ધન્ય...વસે**—અર્થાત્ આવો માણસ જે શહેરમાં વસતો હશે તે શહેરનાં દુર્ભાગ્યજ સમજવાં. ખરી રીતે તો એવો ભક્ત વસતો હોય તે શહેર ધન્યજ ગણાય.

૧૧. જે સ્ત્રીએ ઘણાં વ્રત, તપ અને ઉપવાસ કર્યાં હશે એટલે કે બહુજ પુણ્ય કર્યું હશે તેને આવો રૂપાળો ધણી મળ્યો હશે ! આમ મર્મમાં કહે છે. કહેવાની મતલબ એજ છે કે જેણે પાપ કર્યાં હશે તેનેજ આવો બેડોળ ધણી મળ્યો હશે. (ભક્ત પતિ મળવો એ સદ્ભાગ્યજ છે.)

**ભરથાર**—(**भर्तृ** = ધણી. **भृ**. ભરણ પોષણ કરવું તે ઉપરથી. **भर्तृ** શબ્દનું પ્રથમાનું બહુ વચન **भर्तारः** થાય છે તે ઉપરથી આ શબ્દ બનેલો લાગે છે.) પતિ; ધણી.

૧૨. **ઇંદુ**—ચંદ્ર.

**કામ**—સ્ત્રી પુરૂષ વચ્ચે પ્રીતિ ઉત્પન્ન કરાવનાર દેવ. એ બહુ રૂપાળો છે. પ્રીતિનો દેવ. (**कम्** = **to love.** ચહાવું, ઇચ્છવું.)

**એને રૂપે**—એના એટલે સુદામાના રૂપ આગળ (મશ્કરીમાં)

**હારશે**—હારી જશે; ઉતરતા ગણાશે.

**કેશવરામ**—શ્રી કૃષ્ણ અને બળરામ. (દ્વન્દ્વ સમાસ.)

૧૩. **પતિવ્રતા**—પોતાના પતિ શિવાય બીજા પુરૂષની ઇચ્છા ન રાખનારી પવિત્ર સ્ત્રી. એવી પણ સુદામાને જોઈને મોહ પામશે એમ મશ્કરીમાં કહે છે.

**મર્મવચન**—મશ્કરીના બોલ.

૧૪. **હાઉ**—છોકરાં બ્હીવડાવવા કલ્પેલું એક ભયંકર પ્રાણી.

**વિકરાળ**—ભયંકર.

મહા કવિઓની વાણી અર્થસૂચક હોય છે તેથી જાદવ સ્ત્રીઓને મુખે સુદામાની કરાવેલી ચેષ્ટા ભવિષ્યમાં સાચરૂપમાં નિવડે છે. અને હાલ પણ તે ભક્તરાજ હોવાથી મર્મવચન છતાં ખરા રૂપમાંજ છે.

૧૫. **ચેષ્ટા**—મશ્કરી.

**પુંઠળથી**—પાછળથી. સુદામા રસ્તે જાય છે તેની પાછળ લોકો ભેગા થઈને તેની મશ્કરી કરે છે, પણ તે ભક્તજન હોવાથી મનમાં કંઈ ન લાવતાં ઉલટા હસતા જાય છે.

૧૬. **કાંકરા નાખે**—(સુદામાને ખીજવવાને-પણ તે ન ખીજવાતાં કાંકરો વાગે ત્યારે ઉલટા ભગવાનનું નામ લે છે.)

૧૭. **વજાડે ગાલ**—ગાલ વગાડે, ગાલ ફૂલાવીને પછી તેમાં હાથ ઠોકી, સામા આવી, ઢોલની પેઠે વગાડે, પણ એથી સુદામા ચિઢવાય નહિ.

૧૮. **ઋખી**—(સં. **ऋषि**.) તપસ્વી.

**સાધુની દૃષ્ટિ**—સાધુના જેવી વિકાર વગરની શીતળ નજર. (સુદામાની. લોક ખીજવે અને ત્રાસ આપે છતાં મનમાં કંઈ ગુસ્સો ન લાવે તેથી.)

૧૯. **સમાચાર**—(**सम्+आ+चर् १० ग० जवुं. चालवुं**) હકીકત.

૨૦. **કૃપાનાથ**—કૃપાનાનાથ; દયાવાળા. (સુદામો)

**પુર**—શહેર.

**મયા**—માયા; પ્રેમ.

વૃદ્ધ જાદવ કહે છે કે આ શહેરના ઉપર શા કારણથી માયા કરી. અર્થાત્ આવવાનું કારણ શું?

૨૧. **પ્રત્યુત્તર**—(**प्रति + उत्तर**) સામો જવાબ.

**ઋષિજંન**—અહીં સુદામો.

**હરિદર્શન**—ભગવાનનાં દર્શન. (**दृश्** જોવું)

સુદામો કહે છે કે હું પ્રભુનાં દર્શન કરવા આવ્યો છું.

૨૨. **ઉપકાર**—(રાજદ્વાર દેખાડયો તે.) (**उप+कृ** ભલું કરવું.)

**રાજદ્વાર**—રાજાનો મહેલ. શ્રીકૃષ્ણનું ધામ. દ્વારનો અર્થ બારણું થાય પણ અહીં મહેલના અર્થમાં વાપર્યો છે. (પ. ત. પુ. સ.)

૨૩. **હરિમંદિર**—શ્રીકૃષ્ણના ધામ આગળ.

**ઉભા રસ્તે**—સીધે માર્ગે. (માણસોની એટલી બધી ભીડ કે રસ્તામાં જવાનો માર્ગ પણ ન મળે.)

૨૪. **દ્વારપાળ**—બારણા આગળ ઉભા રહેલા પહેરેગીર.

**દિગ્પાળ**—દિશાઓનું રક્ષણ કરનાર દેવો. દશ દિશાઓનું રક્ષણ કરનાર દશ દેવો છે તે દિગ્પાળ કહેવાય છે. પૂર્વમાં ઈંદ્ર, અગ્નિ ખૂણામાં

અગ્નિ, દક્ષિણમાં યમ, નૈઋત્ય ખૂણામાં નિર્ઋતિ, પશ્ચિમમાં વરુણ, વાયવ્ય ખૂણામાં વાયુ, ઉત્તરમાં કુબેર, ઈશાન ખૂણામાં મહાદેવ, આકાશમાં બ્રહ્મ, અને પાતાળમાં અનંત–શેષનાગ.

**ધામ...ભાણુ**—મકાનના ઓટલા ઉપર પહેરેગીર ઉભેલા તે જાણે સૂર્ય ઉગ્યા હોય તેવા તેજસ્વી દેખાતા હતા.

૨૫. **હાટ**—દુકાન.

**ચૌટાં**—બજાર. (ચૌટુ શબ્દનું બહુવચન.)

(સં. **चतुर्वाट**–જ્યાં ચાર રસ્તા ભેગા થતા હોય તે જગ્યા. હાલ બજારના અર્થમાંજ એ શબ્દ વપરાય છે. જ્યાં ત્રણ રસ્તા ભેગા થતા હોય તે તરભેટો કહેવાય.)

**ચોક**—( સ. **चतुष्क** ) મેદાન, ખુલ્લી જગ્યા.

**છજા**—(એ. વ. છજું) રવેશ.

**ઝરૂખા**—(એ. વ. ઝરૂખો) મોટું છજું.

**ગોખ**—માળની એક બારી પૂરતું છજું.

૨૬. **અટારી**—(સં.**अट्टालिका**.) છજાના અર્થમાંજ વપરાય છે. (ઘરને લગતા એક ઢાળીયા છાપરાવાળા ભાગને અટારી કહે છે.)

**મેડી**—ઘરના પ્રવેશદ્વાર ઉપર જે મેડો હોય તે.

**જડિત્ર**—હીરામાણેકથી જડેલા. (સ. **जटित**)

**ઝાકઝમાળ**—અતિ પ્રકાશિત, ઝગઝગિત.

૨૭. **મીનાકારી**—મીનાની કારીગરીવાળું. સોનાના દાગીનામાં ચિત્રની ખોભણો પાડી તેમાં રંગીત કાચનો રસ ભરવામાં આવે છે તે. એ રસને મીનો કહે છે. કડેડા તથા બારીબારણાં વગેરે સોનાનાં હતાં અને તેમાં મીનાની કારીગરીનું કામ કરવામાં આવ્યું હતું.

**અમરાપુરી નાખું ઓવારી**—કવિ કહે છે કે દ્વારિકાની રચના એવી સારી અને કિંમતી હતી કે તેના આગળ અમરાપુરી પણ તેના ઉપર ઉતારીને ફેંકી દઉં. અર્થાત્ અમરાપુરી એના આગળ કંઇ હિસાબમાં નથી.

**અમરાપુરી**—સ્વર્ગમાં દેવોને રહેવાનું શહેર; ઇંદ્રની રાજ' એને અમરાવતી પણ કહે છે. અમર એટલે દેવો એમાં રહે છે એનું એ નામ પડયું.

૨૮. **સ્ફટિક**—એક જાતનો કિંમતી સફેત પત્થર.

**થંભ**—(સ. **स्तंभ**) થાંભલા.

**નાટારંભ**—નૃત્યની શરૂઆત; નાચ. (સં. **नाटयारंभ**)

૨૯. **મૃદંગ**—પખાજ.

**ઉપંગ**—( સ. **उपांग** ) એક જાતનુ વાદ્ય.

**હરિતણાં**—શ્રીકૃષ્ણ ભગવાનનાં. લોકો ભક્ત હોવાથી સભામાં પ્રભુનુંજ કીર્તન થાય.

"હરિણનાં" પાઠ લઈએ તો જેથી હરણો આકર્ષાય એવા રાગવાળાં ગીત.

" ગુણિજન " પાઠ લઇએ તો ગાયન કળામાં પ્રવીણ મા સારાં રસાળ ગીત ગાય છે એવો અર્થ થાય. ગાયન કળામાં કુશળ ' સો ગુણીજન કહેવાય છે.

**રસાળ**—રસવાળાં; આનંદ આપે એવાં.

૩૧. **ધજા**—( સ. **ध्वजा** ) વાવટો, અમુક ચિત્ર વાળો લંબરે લૂગડાનો કકડો; નિશાન.

**પતાકા**—ત્રિકોણાકાર ધજા.

**કળશ**—( સં. **कलश** ) મોટો લોટો; મંદિરમાં શિખર સોનાના મોટા લોટા ચઢાવવામાં આવે છે તે. એના ઉપરથી ગ્રામ્ય " કળશિયો " થયો છે.

**દુંદુભી**—ઢોલ; તાસાં.

**જાંગડ જાંગડ**—એવો અવાજ.

૩૨. **શરણાઇ**—પીપુડી.

**નફેરી**—એક વાદ્ય.

૩૩. **હીંડે**—ચાલે.

**હેમ**—સોનું.

**અછોડા**—બળદને બાંધવાની દોરી. (એ. વ. અછોડો.)

**૩૪. મદગળતા**—જેના લમણામાંથી મદ ઝરે છે એવા મસ્ત હાથી. ( હાથી જ્યારે પુર જુવાનીમાં આવે છે ત્યારે તેના લમણામાંથી એક જાતનો કાળો રસ ઝરે છે તે મદ કહેવાય છે. એ વખતે હાથી મસ્તીખોર બને છે. )

**માતંગ**—હાથી. ( મતંગ નામના ઋષિએ એ પ્રાણી ઉત્પન્ન કર્યું હતું એમ કહેવાય છે, અથવા તેમણે એને હેળવીને ઉપયોગમાં લેવાય છે એમ શોધી કાઢ્યું હશે, તેથી તેમના નામ ઉપરથી તેનુ નામ માતગ પડ્યું.)

**નવલોરંગ**—કોઈ જુદીજ જાતની શોભા.

**ગજશાળા**—હાથીઓને બાંધવાનું મકાન.

**૩૫. હેમ કળશ**—સોનાના લોટા.

**ઈંદ્રાણી**—ઈંદ્રની સ્ત્રી. એનું નામ શચિ છે.

**૩૬. છપ્પનકોટી**—દ્વારિકામાં જાદવોની સખ્યા છપ્પન કરોડની કહેવાય છે; પણ એટલી વસ્તી એક ગામમાં હોવી અસંભવિત છે. તેથી અહીં કોટીનો અર્થ કુળ, જાત, પ્રકાર, એવો કરવો જોઈએ. અર્થાત્ છપ્પન જાતિના જાદવો ત્યાં વસતા હતા એમ સમજવું જોઈએ.

**દાનવ**-દૈત્ય, રાક્ષસ; કશ્યપની દનુ નામની સ્ત્રીથી ઉત્પન્ન થયેલા પુત્રો.

**પ્રભા**—( ફા. **परवाह** ) દરકાર. જાદવો એવા જબરા હતા કે તેઓ દૈત્યોની પણ દરકાર રાખતા નહિ.

**૩૭. અનંત**—( **अन्+अंत** ) જેનો અંત ન માલમ પડે એવું. ઘણાજ.

**પ્રતિહાર**—પહેરેગીર.

**૩૮. સંકલ્પ**—( **सम्+क्लृप्** વિચાર કરવો ) વિચાર.

**વિકલ્પ**—( **वि+क्लृप्** ) તર્ક, આડાઅવળા વિચાર. સુદામા દ્વાર આગળ આવીને શા વિચાર કરે છે તે કવિ નીચલી લીટીઓમાં બતાવે છે.

૩૯. **ગહન**—ન સમજાય એવું. ઉંડું.

**કર્મનીગતિ**—નસીબની લીલા. ( એક નિશાળમાં સાથે ભણનાર છતાં પોતે દરિદ્રી ભિખારી રહ્યો અને શ્રીકૃષ્ણ છત્રપતિ રાજા થઈ બેઠા એ નસીબની બલિહારીજ છે એમ સુદામા કહે છે.)

**વિદ્યારથી**—( સં. **विद्यार्थी. विद्या+अर्थ+इन्** ) વિદ્યાની જેને ઈચ્છા છે તે. ભણનાર શિષ્ય. ( ૫. ત. પુ. સ.)

૪૦. **એ**—શ્રીકૃષ્ણ.

**પૃથ્વીપતિ**—પૃથ્વીનો માલિક; રાજા,

**રજ**—લગાર, થોડુંપણ.

૪૨. **સિંહાસન**—( **सिंह+आसन** ) રાજાને કે દેવને બેસવાની સિંહના પંજાના પાયા વાળી સુંદર બેઠક. (આટલે સુધી સુદામાએ કૃષ્ણની સાથે પોતાની સરખામણી કરી મનમાં કંઈક અદેખાઈ આણી પણ હવે પોતાને જ્ઞાન થવાથી શ્રીકૃષ્ણને ઈશ્વિરભાવથી જુએ છે.)

૪૩. **ઋષિને**—સુદામાને.

**જ્ઞાન**—( **ज्ञा** જાણવું ) ખરી સમજણ.

**અલ્પજીવ**—હલકા પ્રકારનો પ્રાણી.

**એ**—શ્રીકૃષ્ણ.

**ભગવાન**—સર્વશક્તિમાન્ પરમેશ્વર.

૪૪. **દર્શન**—( **दृश्** જોવું ઉપરથી ) જોવું તે.

**ઇંદ્રાસન**—( **इन्द्र+आसन** ) ઇંદ્રની ગાદી.

સુદામા કહે છે કે એક વખતજ જો મને પ્રભુનાં દર્શન મળે તો જાણે ઇન્દ્રિનું રાજ્ય મળ્યું હોય એટલો હર્ષ પામું.

૪૫. **છડીદાર**—ચોપદાર. છડી એટલે ચાંદી સોનાની લાકડી, તે ઝાલી રાજાની આગળ ચાલનાર ને છડી પોકારનાર નોકર.

૪૬. **માનુભાવ**—(**महानुभाव. महा**=મોટો+**अनुभाव**=આશય, હેતુ. ) જેની ઉદાર ભાવનાઓ હોય એવો મહાપુરૂષ. મહાશય, ઉદારાશય એવા શબ્દો પણ એ અર્થના છે-

**તવ**—ત્યારે.

**ઓચરી**—( **उत्+चर्** બોલવું ) બોલ્યા; ઉચ્ચાર કર્યો.

૪૭. **દુર્બળ**—( **दुर्** ખરાબ+**बल** ) નબળો, ગરીબ.

**અવતાર**—( **अव+तॄ**=નીચે ઉતરવું ) જન્મ.

**માધવ**—( **मा**=લક્ષ્મીજી+**धव**=પતિ ) લક્ષ્મીના પતિ. શ્રીકૃષ્ણ.

**મિત્રાચારે**—( **मित्र+आचार** ) મિત્રનો વ્યવહાર; ભાઇબંધી, મિત્રતા.

૪૮. **પ્રણામ**—( **प्र+नम्** નમવું ) નમસ્કાર.

**વિપ્ર**—બ્રાહ્મણ.

**जन्मना जायते शूद्रः संस्काराद्द्विज उच्यते ।**
**वेदपाठी भवेद्विप्रः ब्रह्मजानाति ब्राह्मणः ॥**

---

## કડવું ૭મું.

૧. **શય્યા**—(સં. **शी** સૂઈ જવું) સૂવાની પથારી.

**અવિનાશ**—( **अ + विनाश**. **नश्**=નાશ પામવું ) નાશ રહિત. પરમેશ્વર. અહીં શ્રીકૃષ્ણ.

**અષ્ટ**—આઠ.

**પટરાણી**—મુખ્ય રાણી. શ્રીકૃષ્ણ ભગવાનને ૧૬૧૦૮ રાણીઓ હતી તેમાં આઠ મુખ્ય હતી તે પટરાણીઓ કહેવાતી. એ આઠનાં નામઃ—(૧) રૂક્મિણી, (૨) મિત્રવિંદા, (૩) ભદ્રા, (૪) જાંબુવતી, (૫) સત્યા, (૬) કાલિંદી, (૭) લક્ષ્મણા, (૮) સત્યભામા.

જેને રાજા સાથે ગાદી ઉપર બેસવાનો હક છે અને જેને માથે મુગટ ધારણ કરી શકાય છે તે પટરાણી કહેવાય છે.

૨. **તળાંસે પાય**—પગ દાબે. રૂક્મિણી લક્ષ્મીનો અવતાર ગણાય છે એટલે તે પગ દાબવાનો અધિકાર ભોગવે. કેમકે ક્ષીરસાગરમાં વિષ્ણુ ભગવાન શેષશય્યા ઉપર સૂતા છે ત્યાં લક્ષ્મીજી પગ દાબે છે.

**ઢાળે છે વાય**—(વાય=વા, પવન. ય વધારાનો છે) પવન નાખે છે.

૩. **દર્પણ**—ખાપ; આરસી. (મોઢુ જોવાને આરસી ધરી રાખી.)

**ગ્રહી**—(**ग्रह्**=પકડવું) ઝાલી.

**જળઝારી**—પાણીની ઝારી. ઠાકોરજીની જળ ધરાવવાને નાળચાવાળી પાણીની લોટી.

૪. **યક્ષકર્દમ**—શરીરે ચોળવાનો એક જાતનો સુગંધીદાર ભૂકો. યક્ષ લોકોને એ વધારે પ્રિય હોય છે તેથી એ નામ પડયું. કંકુ, અગુરૂ, કસ્તુરી, કપુર, સુખડ ને રાસ્ના એ છ પદાર્થ સમભાગે લઈ બનાવેલું ચૂર્ણ.

**કર્દમ**—કાદવ; કીચડ. (ચૂર્ણમાં પાણી રેડી લોચાપડતું બનાવી શરીરે ચોળવામાં આવે છે તેથી.)

**સેવે**—શરીરે ચોળે, લેપ કરે.

**અગર**—એક જાતનું સુગંધીદાર લાકડું.

**ઉસેવે**—પાણી રેડી ઓરસીયા ઉપર ઘસીને પાત્રમાં એકઠું કરે.

૬. **હિંડોળાખાટ**—હિચોળાખાટ, પલંગ જેવો હિચકો.

**પોઢયા**—સૂતા.

૭. **સહસ્ર**—હજાર. (૧૦૦૦)

**શત**—સો. (૧૦૦)

**શ્યામા**—સ્ત્રી.

**હંસગતિ**—હંસના જેવી ગતિ જેની છે તે. (બ. વ્રી. સ.) હંસની પેઠે ચાલનારી.

**ગજગામા**—હાથીના જેવી ચાલ ચાલનારી. (બ. વ્રી. સ.) (**गम्** જવું.)

૮. **મૃગાનેણી**—(**મૃગ** હરણ. **નેણ** નયન, આંખ) હરણની આંખો જેવી આંખોવાળી. (બ. વ્રી. સ.)

**ચંદ્રચકોરી**—ચંદ્ર તરફ ચકોર પક્ષી જેમ એક દષ્ટે જોઈ રહે છે તેમ પોતાના પ્રિય તરફ પ્રેમભરી નજરે જોઈ રહેનારી.

**શ્યામલડી**—શ્યામ, કાળા રંગની.

**ગોરી**—ઉજળી; ગોરા રંગની.

૯. **મુગ્ધા**—સ્ત્રીની ત્રણ અવસ્થાઓ ગણાય છે; મુગ્ધા, મધ્યા, ને પ્રૌઢા. તેમાંની પહેલી અવસ્થા વાળી; સ્ત્રીના વેશમાં આવતી.

**બાળ**—બાળા, નાની છોકરી.

**કિશોરી**—જુવાનીમાં આવતી.

**ખળકાવે**—ખખડાવે, અવાજ કરે.

**કંકણ**—કાંકણ. હાથે પહેરવાની ધારવાળી બગડીઓ.

**ગોરી**—એક જાતની બગડી.

૧૦. **ચપળા**—ચપળ સ્વભાવની સ્ત્રી; વધારે વાર સ્થિર ન રહે તે. એ ઉપરથી વિજળી પણ ચપળા કહેવાય છે.

**ચિતડું**—ચિત્ત, મન. ( ડુ લઘુના વાચક પ્રત્યય છે. )

**ચોરીલે**—હરણ કરી લે; મોહ ઉપજાવે.

**કંચુકી**—કાંચળી, ચોળી. ( સં. **कंचुक** શબ્દ છે અને તે કંચુક-કાંચળી પહેરનાર પુરૂષ, જે રણવાસના નોકર હોય છે, તેને સંસ્કૃતમાં **कंचुकी** કહે છે. ગુજરાતીમાં ચોળીના અર્થમાં એ શબ્દ રૂઢ થયો છે.)

**કોરી**--તરતની શીવડાવેલી નવી, એક પણ ધો ધોયા વગરની..

૧૧. **ચતુરા**--હોંશીયાર સ્ત્રી.

**સંગીત નાચે**--ગાયન ગાય અને નાચ કરે. ( નૃત્ય, વાદ્ય અને ગીત એ ત્રણ મળીને સંગીત કહેવાય છે. પણ હાલમાં ફક્ત ગાયનના અર્થમાંજ સગીત શબ્દ વપરાય છે. **गै**=ગાવું ઉપરથી ગીત. **सम्+गीत.** સગીત એટલે તાલ માપ સાથે ગાવું તે.)

**રીઝવે**--રાજી કરે, ( શ્રી કૃષ્ણને )

**રાચે**--રાજી થાય. (પ્રભુને રાજી કરીને પોતે રાજી થાય,)

૧૨. **વાતે વાદે**--વાત કરે.

**સરખા સરખી**--એક સરખી ઉમરની, જોડીદાર.

૧૩. **વિરાજે**--(**वि+राज्**) શોભે

**નાનાભાતી**--જુદી જુદી જાતનાં

**ચંગ**
**ઉપંગ** } એક જાતનાં વાજીંત્રો. (ઉપંગ સં. **उपांग**.)

**મૃદંગ**—(**मृत्** માટી + **अंग**) પખાજ. પહેલાં માટીની બનાવવામાં આવતી હશે માટે એ નામ પડયું હશે.

**શ્રીમંડળ**—રાગ મંડળ; મધુર રાગનું એક વાજીત્ર. વીણાની એક જાત.

**વીણા**—સીતાર.

**વાજે**—વાગે.

૧૫. **ગાંધર્વીકળા**—ગાંધર્વ લોકોની કળા. ગાયન કળા. ગાંધર્વો દેવલોકના ગવૈયા છે ને તે ગાયનમાં કુશળ હોય છે.

**વાચક**—( સં. **वाक्य** ) વચન.

૧૬. **મર્મવચન**—મર્મના બોલ; રહસ્ય ભરેલી વાણી.

**મરમાળી**—મર્મ સમજનારી. મીઠી મશ્કરી કરનારી.

૧૭. **રીઝે**—રાજી થાય.

**પ્રાણાધાર**—(**प्राण** + **आधार**) જીવના આધાર જેવા. શ્રી કૃષ્ણ.

**થેઈ થેઈકાર**—(નાચતી વખતે એવા શબ્દો બોલવામાં આવે છે તે ઉપરથી) નાચ.

૧૮. **ધાતી**—( **धाव्**-દોડવું ) દોડતી. ( સુદામા આવ્યા માટે તે સંદેશો લઈને )

**નાથે**—પ્રભુએ, શ્રીકૃષ્ણે.

૧૯. **સાહેલી**—સખી, અહીં દાસી.

**શીરનામી**—મસ્તક નમાવીને, નમસ્કાર કરીને. (**नम्**-નમવું.)

**દ્વારે**—બારણે.

**દ્વિજ**—[**द्वि** બે + **ज**. ( **जन्-जा** ધાતુનું રૂપ ૨૫ ) જન્મવું ] બે વખત જેનો જન્મ થયો છે તે; બ્રાહ્મણ.

(એક માતાને પેટે જન્મ થએલો તે, અને બીજો ઉપવિત સસ્કાર થયો તે એમ બે જન્મ.) પક્ષી પણ દ્વિજ કહેવાય છે, કેમ એક વખત માદા ઈંડું મૂકે છે અને ઈંડું ફૂટીને અંદરથી ફરીથી બચ્ચું નિકળે છે એમ બે જન્મ થાય છે. તેમજ દાંત પણ દ્વિજ કહેવાય છે કેમકે એક વખત આવેલા દાંત પડી જઈને ફરી પાછા ઉગે છે.

**સ્વામી**—માલિક, ધણી. ( પતિના **અર્થમાં નથી.** ) હે સ્વામી ! ( સંબોધન )

૨૦. **અવશ્યમેવ**—( **अवश्यम् + एव** ) નક્કીજ. આને બદલે પ્રેમાનંદ ઘણે ઠેકાણે " અશ્વમેવ " શબ્દ વાપરે છે.

"એ તો જીવને મારે તતખેવ પાપી માણસ રે,
હવે હું મુવો **અશ્વમેવ** પાપી માણસ રે."
(નળાખ્યાન ક. ૭)

**નારદ**—એક મોટા ઋષિ; બ્રહ્માના પુત્ર. દશ પ્રજાપતિમાંના એક. એમણે પ્રજોત્પત્તિ કરવાની ના કહી અખંડ બ્રહ્મચર્ય પાળવાનું કબુલ કર્યું. એ હાથમાં વીણા લઈ ભગવાનના ગુણ ગાતા ફરે છે અને પરમ ભક્ત હોવાથી ભગવાનનું મન ગણાયા છે. બે માણસને લડાવી મારવાના સ્વભાવને " નારદવેડા " કહેવામાં આવે છે.

**વશિષ્ઠ**—એક સમર્થ ઋષિ, સૂર્યવંશી રાજાઓના પુરોહિત. એમણે રામચંદ્રજીને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો હતો. બ્રહ્મર્ષિ કહેવડાવવા માટે વિશ્વામિત્રે એમનો બહુ દ્વેષ કર્યો હતો. એ સપ્ત ઋષિમાંના એક છે. એમની સ્ત્રીનું નામ અરૂન્ધતી.

**વામદેવ**—એક મોટા ઋષિ. ઋગ્વેદના બીજા મંડળના કર્તા.

૨૧. **દુર્વાસા**—અત્રી ઋષિના પુત્ર. એ ઋષિ મહા ક્રોધી હતા અને સહેજ ભૂલ થતાં જેને તેને શાપ દઈ દેતા.

**અગસ્ત્ય**—એક મોટા ઋષિ. એ ઘડામાંથી ઉત્પન્ન થયા હતા તેથી ઘટોદ્ભવ કે કુંભજ કહેવાય છે. વિંધ્યાચળ પર્વત બહુ ઉંચો વધતો હતો તેથી સૂર્યમંડળ આચ્છાદિત થવા લાગ્યું ને અંધકારથી લોક દુઃખી થવા લાગ્યા, ત્યારે બ્રહ્મદેવના કહેવાથી અગસ્ત્ય મુનિ વિંધ્યાચળ પાસે ગયા એટલે તે પગે લાગવા આડો પડયો. તે વખતે અગસ્ત્ય મુનિએ તેને કહ્યું કે હાલ હું જાત્રા કરવા જાઉં છું માટે મારા પાછા આવતા સુધી ઉભા થવું નહિ, આમજ પડી રહેવું. આથી લોકનો ત્રાસ મટયો ને અગસ્ત્ય ત્યાં પાછા આવ્યાજ નહિ એટલે તે ફરી પાછો ઉભો થવા પામ્યોજ નહિ. આ

ઉપરથી જે વાયદાસર ન આવે તેને માટે "અગસ્ત્યના વાયદા" કહેવાય છે. આતાપી, વાતાપી ને ઇલ્વિલ નામના ત્રણ રાક્ષસો હતા. તેમાં બે જળ તથા ફળને રૂપે થતા ને એક તપસ્વી થતો. પછી ત્યાં જે આવે તેને તે પેલાં જળ ફળ આપતો તે પેલો મુસાફર ખાતો. પછી પેટમાં ગયા પછી ફળ જળ બનેલા રાક્ષસો પેટ ચીરી બહાર નિકળતા ને એમ અનેક મનુષ્યોને મારી નાખતા. એક દિવસ અગસ્ત્ય મુનિ ત્યાં જઈ ચઢયા. તેમને પણ એ જળ તથા ફળ આપ્યાં, તે મુનિ આરોગી ગયા. પણ પેટમાં ગયા પછી માલમ પડયું કે એ તો રાક્ષસો છે, ને પેટ ચીરી બહાર નિકળી મારી નાખવા માગે છે, તે ઉપરથી તેમણે પેટે હાથ ફેરવી બને રાક્ષસોને પેટમાં પચાવી નાખ્યા. પછી ઇલ્વિલ નાઠો તે સમુદ્રમાં ભરાયો એટલે અગસ્ત્ય આચમન કરીને સમુદ્રને પી ગયા ને ઇલ્વિલને મારી નાખ્યો અને પછી સમુદ્રને પાછો શરીરમાંથી બહાર કાઢયો હતો.

**સમસ્ત—(सम्+अस्** હોવું) તમામ, બધા.

**૨૨. વિશ્વામિત્ર**—એ ગાધિ રાજાના પુત્ર હતા પણ મહા તપશ્ચર્યા કરી બ્રહ્મર્ષિ કહેવાયા હતા. એમણે ત્રિશંકુ રાજાને સદેહે સ્વર્ગમાં મોકલ્યો હતો, પણ દેવોએ તેને પેસવા ન દીધાથી તે અદ્ધર લટકી રહ્યો છે. તે ઉપરથી જે બેમાંથી એકેમાં ન હોય તેની ત્રિશંકુના જેવી દશા કહેવાય છે. હરિશ્ચંદ્રના સત્યની કસોટી કરવાને તેમણે તેને બહુ દુઃખ દીધું હતું. પોતાના યજ્ઞનું રક્ષણ કરવા વિશ્વામિત્ર બાળક રામલક્ષ્મણને પોતાને ત્યાં લાવ્યા હતા અને પછી જનકને ત્યાં સ્વયંવરમાં તેમને લઇ ગયા હતા. ત્યાં રામનાં સીતા સાથે લગ્ન થયાં હતાં.

**અત્રિ**—સપ્તર્ષિમાંના એક, દશ પ્રજાપતિમાંના એક. દુર્વાસા, દત્તાત્રય અને ચંદ્રના પિતા. એમની સ્ત્રી અનસૂયા તે મહાસતી ગણાય છે.

**ચિઠ્ઠી કે પત્રી**—કોઇનો કાગળ; ભલામણપત્ર.

**૨૩-૨૫.** આ ત્રણ લીટીમાં સુદામાના રૂપનું વર્ણન છે.

**૨૩. દરિદ્ર**—ગરીબ, ભીખારી.

**ભાસે—( भास्** પ્રકાશવું ) દેખાય.

**એક તુંબીપાત્ર છે પાસે રે**—અર્થાત એટલો બધો ગરીબ છે કે તુંબડા શિવાય બીજું કશું એની પાસે નથી.

૨૪. **પિંગળ**—પીળચટી ભૂખરા રંગની.

**જટા**—માથાના વાળનું જુથ.

**ભસ્મ**—રાખોડી.

ભસ્મે ભરીયો એટલે રાખોડીથી ભરેલો. તપસ્વી હોવાથી શરીરે તથા માથામાં ભસ્મ ચોળેલી.

**ક્ષુધા**—ભૂખ.

**વરીયો**—પરણ્યો.

ભૂખરૂપી સ્ત્રીને પરણેલો એટલે બહુજ ભૂખ્યો.

૨૫. **થોકાથોક**—ટોળેટોળાં. ( **સં. स्तोक** જથો.)

૨૭. **ખરેખરો**—સાચો સાચો. (પૂર્વનું સ્મરણ થઇ આવવાથી તેને ઓળખીને કૃષ્ણ બોલી ઉઠે છે. )

**રણછોડ**—રણ ( **સ. ऋण** એટલે દેવું, તેમાંથી છોડાવે તે; ) કૃષ્ણ. માણસને માથે દેવ ઋણ, પિતૃ ઋણ અને મનુષ્ય ઋણ, એ ત્રણ પ્રકારનાં ઋણ હોય છે. યજ્ઞ યાગાદિ કરવાથી દેવઋણમાંથી મુક્ત થવાય છે, શ્રાદ્ધાદિ કરવાથી પિતૃઋણમાંથી મુક્ત થવાય છે અને અતિથિ સેવા કરવાથી મનુષ્ય ઋણમાંથી મુક્ત થવાય છે; પણ ભક્તિ કરવાથી તો પ્રભુ ભક્તને ત્રણે ઋણમાંથી મુક્ત કરે છે. સુદામાને એ ત્રણ ઋણમાંથી મુક્ત કર્યો માટે રણછોડ પદ આ ઠેકાણે સાર્થક છે.

**બાળસ્નેહી**—નાનપણનો ભાઈબંધ. (સાથે ભણતા ને રમતા માટે.)

**દુઃખીયાનો વિસામો**—દુઃખમાં દિલાસો-શાંતિ આપનાર.

**વિસામો**—(સ. **विश्राम**) આરામ; મહેનતનો થાક ઓછો કરવો તે.

૨૯. **ધાયા**—દોડ્યા. (અતિ સ્નેહથી મળવાની ઉતાવળને લીધે.)

**જાદવરાય**—જાદવોના રાજા: શ્રી કૃષ્ણ. (પ. ત. સ.)

**મોજાં**—જોડા. (જવાની ઉતાવળને લીધે જોડા પહેરવા પણ ના રહ્યા.)

**પાય**—પગે. (સં. **पाद**)

૩૦. **પીતાંબર**—પીળું લૂગડું. શ્રી કૃષ્ણને પહેરવાનું પીળા રંગનું રેશમી વસ્ત્ર. (ક. ધા. સ.)

**ઉંચાં સ્હાય**—નીચે રગદોળાય તે ઉચાં પકડી લે.

**ફુલી**—પ્રફુલ્લિત થઈ.

**કાય**—શરીર.

**અતિ આનંદે ફુલી કાય**—મિત્રને મળવાના આનંદમાં શરીર પ્રફુલ્લિત થયું.

**શ્વાસે ભરાય**—ઉતાવળને લીધે દોડવાથી દમ ભરાઈ જાય.

૩૨. **પડે આખડે**—ઠોકર ખાઈ પડી જાય. (દોડવાની ઉતાવળથી)

**એક...જાય**—મિત્રને મળવાની એટલી બધી આતુરતા લાગી ગઈ છે કે મળવામાં એક પળ વખત જાય તે યુગ જેટલી લાગે.

**જુગ**—(સં. **युग**) સત્ય યુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ ને કલિયુગ એ ચારમાંનો એક; કાળમર્યાદા; ઘણો લાંબો વખત.

૩૩. **પૂજા થાળ**—પૂજાની થાળ; જે થાળીમાં પૂજા કરવાનાં સાહિત્યો–અબીર, ગુલાલ, પુષ્પ, ચંદન વગેરે મૂકી રાખ્યાં હોય તે. (ષ. ત. પુ. સ.)

**સાવધાન**—(સં. **स** સાથે+**अवधान**–ધ્યાન) મૂળ અર્થ ધ્યાન રાખવું એવો છે, પણ રૂઢીમાં હોશીયાર, તૈયાર, તત્પર એ અર્થમાં વપરાય છે.

૩૪–૩૫. સુદામો કેટલા બધા માનને પાત્ર છે તે બતાવવા શ્રી કૃષ્ણ પોતાના કરતાં તેનો મહિમા વધારીને કહે છે, અને પોતાની રાણીઓને તેનું ભારે સ્વાગત કરવાનું સૂચન કરે છે. આ વચન પૂર્ણ વ્હાલનાં અને પ્રેમ ભરેલાં છે. પોતાને મળેલો વૈભવ એ બ્રાહ્મણના પુણ્યને પ્રતાપેજ છે એમ કહી તેનું તપોબળ બતાવ્યું છે.

૩૪. **રાજ્યાસન**—(**राज्य + आसन. आस् =** બેસવું) રાજગાદી. (ષ. ત. પુ. સ.)

૩૫. **સહુપેં**—બધાથી.

૩૬. **તવ**—ત્યારે.

**પાછી ફરતી**—શ્રી કૃષ્ણની સાથે સાથે જતી હતી તે તેમના કહેવાથી પૂજા સામગ્રી તૈયાર કરવા ઘર તરફ પાછી વળી.

**સામગ્રી**—( સ. **समग्र** બધું + **इन** ) સાહિત્યો, ચીજો, વસ્તુઓ ( પૂજાને માટે ).

**કરતી**—તૈયાર કરતી, એકઠી કરતી. (તૈયાર–એકઠી અધ્યાર.)

૩૭. **શ્રી કૃષ્ણના ભાઈ**—અહીં સુદામા. ( મિત્ર તે ભાઈ બરાબર માટે )

૩૮. **શામળીયા**—શ્રી કૃષ્ણ. (કાળા રંગના માટે)

**કંદર્પ**—કામદેવ.

૩૯. **ઉપહાર**—ભેટ. (**उप + हृ** ઉપરથી)

**સોળ હજાર**—શ્રી કૃષ્ણની એટલી રાણીઓ.

૪૦. **લોચનનું સુખ**—આંખે જોવાનું સુખ.

(શ્રી કૃષ્ણના મિત્ર તે તેમના જેવાજ રૂપાળા હશે એમ રાણીઓ જાણે છે.)

**જેઠ**—વરના મોટા ભાઇ. અહીં સુદામા. ( શ્રી કૃષ્ણથી ઉમ્મરમાં મોટા છે માટે ).

**દર્શન**—( **दृश्** જોવું ) જોવું તે.

૪૨. **છબીલાજીએ**—શ્રી કૃષ્ણે (જે માણસ કપડાંલત્તાં પહેરવામાં શોખીન હોય ને શરીરની ટાપટીપ કરીને ફરતો હોય તે છેલછબીલો કહેવાય છે. છબીલો–છબી લેવા લાયક, રૂપાળો.)

**છૂટી ચાલે**—ઉતાવળી ગતિથી. (સસ્કૃતમાં મુક્ત કંઠ, મુક્ત સ્વર, મુક્ત હસ્ત વગેરે શબ્દો છે, તેના જેવાજ ગુજરાતીમાં છૂટે હાથે. છૂટે મોઢે વગેરે શબ્દો વપરાય છે.)

**દીધી દોટ**—( દોટ = દોડ ) દોટ દીધી; દોડ્યા; હડી કાઢી.

**દીન દયાળે**—ગરીબના ઉપર દયા રાખનારે, શ્રી કૃષ્ણે. સુદામા ગરીબ છે અને શ્રી કૃષ્ણ દયાળુ છે, તેમણે દયા કરી તેનું દુઃખ મટાડ્યું છે માટે આ શબ્દ વ્યાજબી છે. (**दीन** = ગરીબ + **दयाळ** દયાવાળા)

સુદામાને મળવાને માટે શ્રી કૃષ્ણે દોટ મૂકી એ સ્નેહનું આધિક્ય બતાવે છે. ઘણે વરસે પોતાનો સ્નેહી મળે છે ત્યારે આપણે પણ તેને ધાઈને ભેટીએ છીએ. એટલે આ લીટીઓમાં મનુષ્ય સ્વભાવનું ચિત્ર છે.

૪૩. **છૂટયાં આંસુ શ્રાવણ નેવ**—શ્રાવણ મહિનામાં વરસાદથી જેવાં નેવાંમાંથી પાણી પડે તેવાં પુષ્કળ આંસુ સુદામાને શ્રીકૃષ્ણને જોઇને આવ્યાં; ઘણે દહાડે દર્શન થવાથી પ્રેમનાં આંસુ આવ્યાં.

**આંસુ**—(સં. **अश्रु**).

૪૪. **કૌતુક**—આશ્ચર્ય; નવાઈ.

**ચારે વર્ણ**—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર. અર્થાત્ તમામ લોકો.

**અશરણ શર્ણ**—જેને કોઈ શરણે ન રાખી શકે તેને શરણે રાખનાર; આશ્રય આપનાર. શ્રીકૃષ્ણ. (પ. ત. પુ. સ.)

ગરીબ ભિખારી સુદામો અને રાજાધિરાજ શ્રીકૃષ્ણ, બેનો સ્નેહ સંબંધ અને પ્રીતિ ભર્યું મિલન જોઇને લોકોને નવાઇ લાગે છે.

૪૫. **વિમાન**—( **वि** નહિ+**मान** ભાર) આકાશમાં ઉડે એવું વાહન, હવામાં ચાલનારૂં યંત્ર.

સુદામા શ્રીકૃષ્ણથી મોટા હતા, તપસ્વી બ્રાહ્મણ હતા, અને પોતે તેની પાસેથી વિદ્યા ભણ્યા હતા. અને વળી પોતાના મિત્ર હતા તેથી શ્રીકૃષ્ણ તેમને પગે પડયા. એ પ્રભુની પ્રેમભાવના, ભક્તવત્સલતા અને ધર્મ મર્યાદા બતાવે છે. આવો અલૌકિક પ્રેમનો પ્રસંગ જોવાની દેવોને પણ ઇચ્છા થઈ આવી.

૪૬. **હરિ**—હરિને, શ્રીકૃષ્ણને.

**ઋષિજી**—ઋષિજીએ; સુદામાએ.

**લીધા હૈડા સાથ**—ઉપાડીને છાતી સાથે ચાંપ્યા; વ્હાલથી આલિંગન આપ્યું.

૪૭**પ્રેમનાં...છૂટે**—બંનેને એટલો પ્રેમનો ઉભરો ઉભરાઈ આવ્યો કે ભેટયા તે છૂટા પડવાનું ન ગમે.

**આલિંગન**—(**आ+लिंग्** ભેટવું+**अन**) પ્રેમથી ભેટવું તે.

૪૮. **લ્હોયાં**—લૂછ્યાં (સુદામા મોટા માટે તેમણે શ્રીકૃષ્ણનાં આંસુ લૂંછ્યાં.)

**તુંબી પાત્ર**—તુંબડો (સુદામાના હાથમાંની).

**ઉલાળી લીધું**—હાથમાંથી ઉચકી લીધું. (પરદેશથી કોઈ સ્નેહી પરોણો આપણે ત્યાં આવતો હોય તો આપણે તેની સામા તેને તેડવા જઈ તેના હાથમાંથી તેનું પોટલું લઈ લઈએ છીએ તેમ.)

**દાસત્વ**—સેવકનું કામ; દાસપણું.

૫૦. **પાવન**—પવિત્ર.

**રંકધામ**—રંક એટલે ગરીબનાં ધામ-ઘર. (૫. ત. પુ. સ.) શ્રી કૃષ્ણ પોતાને ગરીબ કહે છે એ પોતાની કુલીનતા અને વિનય બતાવે છે.

**વિશ્વાધાર**—(**विश्व + आधार**) જગતના આધાર રૂપ. શ્રી કૃષ્ણ. (શ્રી કૃષ્ણ પોતાના મંદિરમાં ઘણા હરખથી તેડી લાવ્યા.)

૫૨. **હસ્ત**—હાથ.

**મુરારિ**—(**मुर + अरि**) મુર નામના દૈત્યના શત્રુ. (મુર રાક્ષસને વિષ્ણુ ભગવાને માર્યો હતો, અને શ્રી કૃષ્ણ વિષ્ણુનો અવતાર છે તેથી.)

**હાસ્ય**—હસવું તે. (સુદામાને જોઈને શ્રીકૃષ્ણની રાણીઓને હસવું આવે છે.)

૫૩. **વાંકાબોલાં**—મર્મમાં બોલનારાં, મશ્કરીખોર.

**આવા ફુટડા**—આટલા બધા રૂપાળા ! (મશ્કરીમાં).

૫૪.—સત્યભામા કહે છે કે પ્રભુ આવા મિત્રને મળવાને માટે તે શું વહેલા વહેલા ઉઠીને દોડયા હશે ? નાનપણાની માયા-પ્રીતિ તો બહુ સારી દેખું !

૫૫. મશ્કરીમાં બને મિત્રોની જોડીની સરખામણી સત્યભામા કરી બતાવે છે કે હરિને તો શરીરે સુગંધી ચૂર્ણ-સોંધો ચોળાય છે ને આને તો રાખોડી ચોળેલી છે !

૫૬. **કાકાને**—સુદામાને.

**છળશે**—બ્હીશે.

સત્યભામા મરડાટમાં કહે છે કે કોઈ બાળક બહાર નિકળશે ને સુદામાને જોશે તો છળી મરશે. અર્થાત્ પ્રભુના મિત્ર એવા **છે !**

**૫૭. શું જાણી**—શું સમજીને ? રુકમિણી સત્યભામાને ઠપકો આપે છે કે તમે સુદામાના પ્રભાવને બરાબર સમજતાં નથી છતાં મશ્કરી શું કરો છો ?

**૫૮. વિસ્મય થઈ**—(વિસ્મિત થઇને કે વિસ્મય પામીને એવો શબ્દ પ્રયોગ જોઇએ) નવાઈ પામીને.

**હરિભક્તને ઓળખો નહિ**—પ્રભુના ભક્ત કેવા હોય છે ને તેમનો પ્રભાવ કેવો હોય છે તે તમે જાણતાં નથી. તમે ભક્તને ઓળખતાં નથી. અર્થાત્ સુદામા પૂર્ણ ભક્ત છે ને માન આપવા લાયકજ છે. સામાન્ય માણસો ભક્તને ઓળખી શકતાં નથી. જેમ ગામમાં પેસતાં સ્ત્રીઓ અને છોકરાંએ ન ઓળખ્યા પણ એક વૃદ્ધ જાદવે ભક્ત તરિકે ઓળખી કાઢચા, તેમ અહીં રાણીઓ ઓળખી શકી નહિ પણ રુકમિણી ઓળખી શક્યાં એટલી એમની સમજ શક્તિ વધારે.

**૫૯.** શ્રી કૃષ્ણ જાતે સુદામાની સેવા કરવા લાગ્યા, તે તેમના પ્રેમને વશ થઇને ને બીજાઓને સેવામાં પ્રેરવા માટે.

---

## કડવું ૮મું.

**૧. ભક્તાધીન—(भक्त+अधीन**-તાબે.) ભક્તને તાબે રહેનારા; ભક્તની ઇચ્છા પ્રમાણે કામ કરનારા; શ્રી કૃષ્ણ ભગવાન. સુદામા ભક્ત છે અને શ્રી કૃષ્ણ તેમને આધીન રહી સેવા કરે છે માટે વિશેષણ વ્યાજબી વાપર્યું છે. (દ્વિતીયા ત. પુ. સ.)

**દીન**—(સં.) ગરીબ. (દીનમાં "દી" અક્ષર હ્રસ્વ લખ્યો હોય એટલે "દિન" લખ્યું હોય તો તેનો અર્થ દિવસ થઈ જાય.

**દાસ**—સેવક; ભક્ત. (શ્રી કૃષ્ણ સુદામાની પૂજા કરે છે તે પોતાનો ભક્ત જાણીને.)

**૨. સુખશય્યા**—સુખને માટે શય્યા, પથારી. (ચતુર્થી ત. પુ. સ.) સુખથી સુવાય એવી પથારી; પલંગ.

**ઋષિને**—સુદામાને.

**ચમર**—(સં. **ચામર**) એક જાતની ગાયના વાળ ગુચ્છા બંધ ચાંદી સોનાની લાકડી સાથે ગુંથીને બનાવવામાં આવે છે તે. એ રાજચિન્હ મનાય છે અને દેવ તથા રાજા ઉપર શોભાને માટે ફેરવવામાં આવે છે. મૂળ ઉદ્દેશ મચ્છર, માખી ઉડાવવાનો હોવો જોઈએ. શ્રી કૃષ્ણ પોતાનાથી પણ વધારે માન આપવાને સુદામાના માથા ઉપર પોતે જાતે ચમર ઉડાવે છે.

**ચક્રપાણી**—સુદર્શનચક્ર જેના હાથમાં છે તે. શ્રી કૃષ્ણ ભગવાન. (બ. વ્રી. સ.) સં. **पाणी**=હાથ.

૩. **નેત્રસમશ્યા**—આંખની ઇસારત. (ષ. ત. પુ. સ.)

૪. **મંદમંદ**—ધીમુ ધીમું.

**આછો ઘુંઘટ તાણી**—લાંબી લાજ તાણીને. કોઇ વડીલને કે મોટા માણસને મર્યાદાની ખાતર મોં ન બતાવાય એવું હોય ત્યારે સ્ત્રીઓ માથા ઉપરનું લૂગડું લાંબું ખેંચીને પોતાનું મોં ઢાંકી દે છે તેને લાજ કાઢવી કે ઘુંઘટ તાણવો કહે છે:-"આછો ઘુંઘટ" એમ પણ વપરાય છે. ઘુંઘટમાંથી બારીકાઇથી સ્ત્રી સામા પુરૂષની હિલચાલ જોઇ લેતી હોય કે વારંવાર જોયા કરતી હોય ત્યારે આછો ઘુંઘટ તાણ્યો કહેવાય છે. સત્યભામા એ પ્રમાણે સુદામાને જોઇ જોઇને મસ્કરીમાં ધીમું ધીમું હસતી હતી.

૫-૯. આ લીટીઓમાં શ્રી કૃષ્ણ ભગવાનની મહત્તા વર્ણવી, એવા મહાન્ પ્રભુ સુદામાની સેવા કરે કરે છે એમ બતાવી, સુદામાની-ભક્તની શ્રેષ્ઠતા અને પ્રભુની ભક્તવત્સલતા વર્ણવી છે.

**જેના**—વિષ્ણુ ભગવાનના. અહીં શ્રી કૃષ્ણના.

**નાભિકમળ**—ડુંટીમાંથી નિકળેલું કમળ; ડુંટીનું કમળ. (ષ. ત. પુ. સ.) ક્ષીર સાગરમાં શેષશય્યા ઉપર શ્રી વિષ્ણુ ભગવાન સૂતેલા છે તે સ્થિતિમાં તેમની ડુંટીમાંથી એક કમળ ઉત્પન્ન થયું, તે વધીને સમુદ્રની સપાટી ઉપર તરી આવ્યું. તે કમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા એવી શાસ્ત્રમાં કથા છે. (કોઈ મનુષ્યની ડુંટીનું વર્ણન કરતાં તેને કમળની ઉપમા અપાય છે અને તે વખતે પણ નાભિકમળ શબ્દ વપરાય છે. એ વખતે નાભિ એજ

કમળ અથવા નાભિરૂપિ કમળ એવો અર્થ કરાય અને તે વખતે કર્મધારય સમાસ થાય.)

**બ્રહ્મા**—જગતની ઉત્પત્તિ કરનાર દેવ, સૃષ્ટિકર્તા. બ્રહ્માને પાંચ માથાં હતાં તેમાંનું એક રૂદ્રદેવે કાપી નાખ્યું તેથી હવે ચાર મસ્તક છે. એ ચારે મુખે વેદ ભણ્યા કરે છે. એમનું વાહન હસ છે. એમનાં બીજાં નામ ચતુર્મુખ, ચતુરાનન, વિધિ, પિતામહ વગેરે છે.

**પ્રકટ્યા**—(प्र+कट् ઉત્પન્ન થવું) ઉત્પન્ન થયા. જન્મ્યા.

**જગ**—(गम् જવું ઉપરથી) જગત્; દુનિયાં.

**પળ**—એક ઘડીનો ૬૦મો ભાગ. બહુજ થોડા વખતના અર્થમાં.

૬. **જેણે**—શ્રીકૃષ્ણે.

**મુખમાં જગત દેખાડયું**—શ્રીકૃષ્ણે બાળપણમાં લીલા કરતી વખતે માટી ખાધી તે ઉપરથી જસોદા માતાએ તેમને મારવા લીધા ત્યારે નથી ખાધી એમ બતાવવા મુખ પહોળું કર્યું હતું, તે વખતે મુખમાં આખું વિશ્વ દેખાડયું હતું, જે જોઇને જસોદાજી વિસ્મય પામ્યાં હતાં.

**મન લીધું**—મન હરણ કરી લીધું. પ્રેમ ઉત્પન્ન કર્યો.

૭. **તાપસ**—તપશ્ચર્યા કરનાર; તપસ્વી; ઋષિ.

**દોહલે**—ઘણા કષ્ટે.

૮. **પખાળી**—(प्र+क्षल् ધોવું) ધોઇને.

**પાદોદક**—(**पाद** પગ.+**उदक** પાણી) પગ ધોયેલું પાણી. (સુદામાના). પોતાને ઘેર આવેલા કોઈ સંત જન કે મહા પુરુષની પૂજા કરી તેના પગ ધોઇ તે પાણી થોડુંક મસ્તકે ચઢાવવાનો કે પીવાનો પ્રાચીન ધાર્મિક રિવાજ છે.

૯. **પીત**—(સં.) પીળા રંગની.

**પીછોડી**—ઉપરણો; ખેસ.

**ઋષિના**—સુદામાના.

**પાય**—(સં. **पाद**) પગ.

૧૦. **કર**—હાથ; હાથવડે. (તૃતીયા અધ્યાહાર).

**વીંઝણો**—(સ. **व्यजन**) પંખો. (હાથ વડે વીંઝવો-હલાવવો પડે છે માટે).

**ગ્રહીને**—ઝાલીને. (**ग्रह्** પકડવું).

**વિઠ્ઠલ**—શ્રીકૃષ્ણ; વિષ્ણુ ભગવાન. (વિઠ્ઠલ શબ્દનો અર્થ ભક્ત કવિશ્રી દયારામ આ પ્રમાણે કરે છેઃ-**वि** જ્ઞાનવાચક, **ठ** શૂન્યવાચક, અને **ल** ગ્રહણવાચક, એટલે જ્ઞાન શૂન્યને પણ ગ્રહણ કરે, તેને પણ શરણે રાખે એવા પ્રભુ છે.) (જુઓ સતસૈયા).

**વાય**—વા; પવન. (**य** વધારાનો છે.)

૧૧. **થાળ**—મોટી થાળી.

**વૈદર્ભી**—વિદર્ભ દેશના રાજાની પુત્રી. રુક્મિણી.

**ઘૃતપકવ**—ઘીમાં તળી કાઢેલું. ઘી વડે પકાવેલું. (તૃ. ત. પુ. સ.)

**પકવાન**—(સ. **पक्वान्न. पक्व+अन्न. पच्** પકાવવું, રાંધવું ઉપરથી પક્વ-રાંધેલ; અને **अद्** ખાવું ઉપરથી અન્ન-ખાવાનો પદાર્થ, અનાજ.) રાંધેલું અનાજ એવો અર્થ થાય પણ હાલ બરફી, જલેબી, ખાજાં, ઘેબર, સુતરફેણી વગેરે મીઠાઈના અર્થમાં વપરાય છે. પાંચ પક્વાન્ન કહેવાય છે. સામાન્ય રીતે દરેક મીઠાઈના પદાર્થને અને દહીથરાં તથા ફરસી પુરીને પણ પકવાનજ કહેવામાં આવે છે.

૧૨. **શર્કરા સંયુક્ત**—(**शर्करा** સાકર+**संयुक्त**. ભેળવેલું મિશ્રિત **सम्+युज्** જોડવું, એકઠું કરવું ઉપરથી) સાકર મેળવેલું. સાકર સાથે સંયુક્ત (તૃ. ત. પુ. સ.)

**પયપાન**—(**पयस्** દૂધ + **पान** પીવું તે. **पा-पिब्**=પીવું) દૂધ પીવું. સાકર મેળવેલું દૂધ સુદામાને પાયું.

૧૩. **શુદ્ધાચમન**—(**शुद्ध+आमचन. आ+चम्**=પીવુ, ચાટવું) દેવસેવા કરતી વખત જમણા હાથની હથેલીમાં થોડુંક પાણી લઈને પી જવું તેને આચમન કરવું કહે છે. જમી રહ્યા પછી મોઢું સાફ કરવા જે આચમન કરવામાં આવે છે તેને શુદ્ધાચમન કહે છે.

**તંબોલ**—(સં. **तांबुल** નાગરવેલનું પાન) નાગરવેલના પાનની બીડી. પાન ઉપર કાથો ચૂનો લગાવી સોપારી નાખી બીડી વાળી ખાવામાં આવે

છે તે. મુખવાસ માટે જમી રહ્યા પછી તે ખાવામાં આવે છે. કેટલાક લોકો દિવસમાં ઘણી વખત હોઠ લાલ થવાને માટે પણ તે ખાય છે, કેમકે પાન સાથે કાથો ચૂનો મળવાથી લાલ રંગ ઉત્પન્ન થાય છે.

**ધરી પ્રેમ**—પ્રેમ લાવીને; હેતથી.

**શામળવાન**—(**शामळ** શ્યામ+**वान** રંગ. **वर्ण** ઉપરથી વાન) જેના શરીરનો રંગ શ્યામ છે તે; શ્રીકૃષ્ણ. (બ. શ્રી. સ.)

૧૪. **વાધ્યું**—વધ્યું; ખાતાં બાકી રહ્યું તે. (સં. **वृध्** વધવું)

**પ્રસાદ**—(**प्र+सद्** પ્રસન્ન થવું, રાજી થવું) પ્રસન્ન થઇને-રાજી થઇને આપેલું તે. ઠાકોરજી અથવા મહા પુરૂષને જમાડતાં વધેલું તે. પ્રસાદનો અર્થ પ્રસન્નતા, કૃપા પણ થાય છે.

**આરોગ્યા**—જમ્યા; ખાધું. સુદામાને જમતાં વધ્યું તે દેવનો પ્રસાદ ગણીને શ્રી કૃષ્ણે ખાધું. (અતિ સ્નેહને લીધે અથવા સુદામાને મહાન ભક્ત કે તપસ્વી જાણીને)

૧૫. **જે સુખ**—સુદામાની આગતા સ્વાગતા કરી, સેવા કરી, રાજવૈભવ ભોગવાવ્યો, સ્નાન ભોજન વગેરે કરાવ્યું તે.

**હરિ**—શ્રી કૃષ્ણ.

**બ્રહ્માદિક**—બ્રહ્મા છે આદિ જેમાં તે, બ્રહ્મા વગેરે દેવો. (બ. શ્રી. સ.)

**નાવે**—ન આવે.

સુદામાને જે સુખ આપ્યું તે શ્રીહરિ બ્રહ્મા વગેરે કોઈ દેવને આપે નહિ. અર્થાત્ સુદામા તરફ પ્રેમને લીધે પ્રભુનો એટલો પક્ષપાત હતો.

"હરિ બ્રહ્માદિક"ને બદલે "હર બ્રહ્માદિક" પાઠ હોત તો વધારે સારો લાગત. કેમકે તેથી મુખ્ય દેવોમાંના મહાદેવ અને બ્રહ્મા બંનેનાં નામ આવી જાત. ત્રિપુટી સ્વરૂપ પૈકી હર-મહાદેવનું નામ રહી જાય છે તે રહી જવું ન જોઈએ.

૧૬. **ફરી ફરી**...ઇ૦—જાણે દર્શન કરતાં ધરાતા ન હોય તેમ વારંવાર સુદામાનું મોં શ્રીકૃષ્ણ જોયા કરે.

**મુકુંદ**—( **मुकु** મોક્ષ + **द** આપનાર. **दा** આપવું ઉપરથી ) મોક્ષ આપનાર; શ્રીકૃષ્ણ.

**વ્યાપે**—(**वि+आप्** વ્યાપવું, પ્રસરવું) ઉત્પન્ન થાય.

૧૭–૧૮. સુદામા પોતે તાંદુલની ભેટ લાવેલા છે તે ઘણી હલકી છે એમ જાણીને રખે તે કોઈ જોઈ જશે તે બીકથી તે જાંગ તળે સંતાડતા જાય છે.

**કાયા કાંપે**—શરીર ધ્રુજે. (જોઈ જશે તે ચિંતાથી.) (**कंप्** ધ્રુજવું ઉપરથી કાંપે, ધ્રુજે.)

**પેલી**—ઘેરથી આણેલી તે.

**ચાંપે**—દબાવે; સંતાડે.

**જંઘા**—(સં.) જાંગ.

૨૦. **જાણ્યા તણી**—જાણી જવાની.

**ગત્ય**—(સં. **गति**) શક્તિ.

## કડવું ૯મું.

૧. **ગોવિંદ**—( **गो** ઈંદ્રિયો+**विद्** જાણવું. ) ઈંદ્રિયોને જાણનાર–ઓળખનાર; ઈંદ્રિયોને પોતાને કબજે રાખનાર. શ્રીકૃષ્ણ.

**માંડી**—શરૂ કરી.

**ગોઠડી**—( સં. **गोष्टि** ) વાત. સુખદુઃખની વાતો શ્રીકૃષ્ણે સુદામા સાથે કરવા માંડી. ઘણે દિવસે મિત્ર મળે એટલે એક બીજાના જીવનની વાતો કહી હૃદય ખાલી કરે તેમ શ્રીકૃષ્ણે કરવા માંડ્યું.

૨. **આતુર**—(સં. **आर्त** દુઃખી.) બહુ ઇચ્છાવાળો; ઉત્કંઠિત.

**સમાચાર**—( **सम्+आचार. चर्** ચાલવું ઉપરથી ) હકીકત; વાત.

૩. **દુબળા**—( સ. **दुर्बल. दुर्** ખરાબ+**बल.** ) દુઃખથી સુકાઈ ગયેલા; અશક્ત; બળ વગરના.

**ચિંતા**—( **सं. चिंत्** વિચારવું,) ફિકર.

**કેઈ**—કઈ; શી ?

૪. **મનમૂકીને**—અંતઃકરણ ખોલીને; કંઈપણ ભેદ રાખ્યા વગર.

કેમકે મિત્ર આગળજ **મન** ખોલીને સુખદુઃખની બધી વાત કહી શકાય છે, ને તે માટેજ શ્રીકૃષ્ણ તેમ કહેવા સુદામાને જણાવે છે.

**બાળસ્નેહી**—બાળપણના-નાનપણમાં સાથે રમેલા એવા મિત્ર. (સનેહી-સં. **स्नेही** મિત્ર. **स्नेह+इन्** વાળુ).

**૫.** હવે શ્રીકૃષ્ણ સુદામાને દુબળા-દુઃખી **થવાનાં જુદાં જુદાં** કારણો પૂછે છે.

**સદ્‌ગુરૂ**—(**सत्** સારો, સાચો+**गुरु**) સાચો ગુરૂ. સંસારનો-જન્મ મરણનો ફેરો ટાળી મોક્ષનું સાધન બતાવે એવા ગુરૂ.

**કાન ફુંક્યો**—કાનમાં ગુરુમંત્ર આપ્યો. શ્રીકૃષ્ણ કહે છે કે તમને કોઈ ગુરુએ કાનમાં મંત્ર આપ્યો કે શું, કે જેથી તમે સંસાર છોડી આમ વેરાગી થઈ ગયા?

**૬. વેરાગી**—(**वि+राग** પ્રીતિ. **रञ्ज्** પ્રેમ કરવો ઉપરથી) સંસાર ઉપર પ્રીતિ વગરના; સાધુ.

**ત્યાગી**—(**त्यज्** છોડી દેવું) સંસારની માયા જેણે છોડી દીધેલી તે; સાધુ.

**સંસાર**—(**सम् + सृ** સરકવુ. ખસવું. જવું) કુટુંબનો વ્યવહાર ચલાવવો તે.

**મૂક્યો**—(**मुच्** છોડી દેવું) છોડી દીધો.

**૭. પ્રજાળ્યુ**—(**प्र+ज्वल्** બાળવું) બાળી નાખ્યું.

**જોગ**—(સં. **योग**) ચિત્તવૃત્તિ એકાગ્ર કરવાને જે ક્રિયાઓ કરવી પડે છે તે. **योगश्चित्तवृत्ति निरोधः।** યોગ બે પ્રકારના છેઃ રાજયોગ ને હઠયોગ. વૈરાગ્ય અને અભ્યાસથી જે ચિત્તવૃત્તિનો નિરોધ થાય તે રાજયોગ, ને બલાત્કારથી પ્રાણવાયુનું રૂંધન કરીને થાય તે હઠયોગ. તેનાં આઠ અંગો છેઃ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, ને સમાધિ. અને તેથી અષ્ટાંગયોગ કહેવાય છે. કર્મયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ, સંન્યાસયોગ એવા યોગો પણ કહેવાય છે. બધાનો હેતુ ચિત્તવૃત્તિને પરમાત્મામાં લીન કરવાનોજ છે.

શ્રી કૃષ્ણ કહે છે કે એવો કોઇ યોગ સાધીને શરીરને બાળી નાખ્યું કે શું? કે તપ અને દુઃખથી બાળી નાખ્યું કે શું?

**તપ**—(સં. **तपस्**) વ્રત ઉપવાસ વગેરે કરીને શરીરને કષ્ટ આપવું તે.

**દેહી**—(સં. **देह**) શરીર. (દેહી શબ્દનો અર્થ તો દેહમાં રહેનારો જીવાત્મા થાય-પણ અહીં દેહ, શરીરના અર્થમાં કવિએ વાપર્યો છે.)

૮. **પૂર્વ સ્નેહી**—પ્રથમના બાળપણના સ્નેહી, મિત્ર.

૯. **શત્રુ**—દુશ્મન.

**માથે થયો**—માથા ઉપર ઉત્પન્ન થયો; અર્થાત્ પેદા થયો.

**દાતા**—(સં. **दातृ** શબ્દનું પ્રથમા એકવચન. **दा** આપવું ઉપરથી) આપનાર.

૧૦. **ચોરીએ ગયું**—ઘરમાં ખાતર પાડીને ચોરો લઇ ગયા.

**સુખશાતા**—સુખ અને શાંતિ.

૧૧. **ધાતુપાત્ર**—તાંબુ, પિત્તળ વગેરે ધાતુનું વાસણ. સુદામાની પાસે એકલું તુંબડું હતું તેથી આ પ્રશ્ન પૂછવો પડયો. મુસાફરીમાં પણ તુંબડું પાસે રાખેલું તે ઉપરથી શ્રી કૃષ્ણે કલ્પના કરી કે ઘરમાં પણ ધાતુપાત્ર-ધાતુનું વાસણ નહિ હોય એટલે બહુજ દરિદ્રાવસ્થા હશે.

૧૨. **વસ્ત્ર નથી...ઈ.**—સાધુવેશે લંગોટી મારેલી તેથી આમ પૂછ્યું.

૧૩. **કર્મને દોષે**—નસીબના વાંકથી, પૂર્વ જન્મમાં કરેલાં પાપથી.

૧૪. **ભાભી**—(સં. **भ्रातृजाया**) ભાઇની વહુ. અહીં સુદામાની સ્ત્રી. શ્રી કૃષ્ણ મશ્કરી કરે છે કે અમારાં ભાભી બહુ વઢકણાં-લઢવાડીયાં છે કે શું કે જે તમારી સાથે રોજ લઢીને તમારૂં લોહી સુકવી નાખે છે? વચ્ચે વચ્ચે ટોળ કરી હાસ્ય રસ મૂકી દેવાની પ્રેમાનંદની ખૂબી ઓરજ છે.

**શોષે**—(**शुष्** ચુસી લેવું, શોસી લેવું) શોસી લે.

૧૫. **ઉદર**—પેટ. શ્રી કૃષ્ણ કહે છે કે ખાવાનું ન મળવાથી પેટ ભરાતું નથી તેથી શરીર સુકાઈ ગયું?

૧૬. **એ દુઃખમાં**—ઉપર ગણાવ્યાં તે બધાં દુઃખમાં.

૧૭. **બોલીયા**—બોલ્યા. ( કવિતામાં બોલ્યા, ચાલ્યા, આવ્યા વગેરેને બદલે બોલીયા, ચાલીયા, આવીયા, એવા પ્રયોગો વપરાય છે. )

**પ્રભુને**—શ્રીકૃષ્ણને.

**શીશ નામી**—મસ્તક નમાવીને, પગે લાગીને.

**શીશ**—(સં. **शीर्ष**) માથુ.

**નામી**—(**नम्** નમવુંનું પ્રેરકરૂપ **नाम्** ઉપરથી) નમાવીને.

૧૮. **અંતરજામી**—(સં. **अंतर्यामी**. **अंतः** મન+**यम** નિયમમાં રાખવું) અતઃકરણને કબજે રાખનાર. મનની વાત જાણનાર. ભગવાન.

ઉપરના બધા પ્રશ્નોનો જવાબ સુદામો એકજ આપે છે કે તમે અન્તર્યામી છો એટલે બધુ જાણોજ છો. અર્થાત મારી દરિદ્રાવસ્થા તમારાથી અજાણી નથી.

૧૯. **વિજોગ**—( સં. **वियोग**. **वि**=નહિ+**युज** જોડવું ) જુદા પડવું તે.

૨૦. **હુંને**—મને ( સુદામાને ).

**પિંડ**—શરીર.

**પુષ્ટ**—( **पुष** પોષવું, ઉછેરવું+**त** ભૂતકૃદંતનો પ્રત્યય ) પોષાયલું. જાડું. સુદામા પરમભક્ત છે તેથી કહે છે કે તમે જણાવ્યુ તેમાનું કશું દુઃખ નથી પણ અમને તો તમારા વિયોગનું ભારે દુઃખ છે. તેથી આજે હવે તમે મળ્યા છો એટલે હવે શરીર પુષ્ટ થઈ જશે. ભગવાન પાસે કંઈ માગવું કે પોતાનું દુઃખ રડવું એ સકામ ભક્તિ કહેવાય. પણ સુદામા તો નિષ્કામ ભક્ત હતા એટલે કંઈ કહી શકતા નથી. કહેવાનું તેમને ઠીક લાગતુ નથી.

## કડવું ૧૦ મું

આ કડવામાં કૃષ્ણ સુદામો બાળપણમાં સાથે વસેલા તે વખતે જે જે ક્રિયાઓ કરેલી તે એક બીજાને યાદ કરાવે છે. મુખ્યત્વે કૃષ્ણજ બધી વાતોની સ્મૃતિ કરાવે છે. આ ઉપરથી સુદામા ઉપર કૃષ્ણનું કેટલું બધું વ્હાલ છે તે જણાઈ આવે છે. બે સાચા મિત્રોનો સ્નેહ ભર્યો મેળાપ આવોજ હોય છે. આમ જન સ્વભાવ ચિતરવાની પ્રેમાનંદની કુશળતા સ્થળે સ્થળે માલમ પડે છે.

૧. **પછી**—સુદામાને કુશળ પ્રશ્ન અને દુઃખનું કારણ પૂછ્યા પછી

**સાંભરે**--( **स्मृ** યાદ કરવું ) યાદ છે ?

૨. **પેર**--રીત. રીતભાત; આચરણ.

**વિસરે**—( **वि+स्मृ** ભૂલી જવું ) ભૂલી જવાય.

૪. **ત્રણેભ્રાત**—ભાઈ જેવા ત્રણે મિત્રો, કૃષ્ણ, સુદામો ને બળદેવ.

૫. **સાથરે**—પથારી ઉપર. ( **स्तृ** પાથરવું. )

૬. **ધુન્ય**—( સં. **ध्वनि** ) અવાજ; ઉચ્ચાર. અટકયા વગર પદ્ધતિસર વેદ બોલ્યા કરવા તે વેદની ધુન લગાવવી કહેવાય છે.

૭. **ગામે ગયા**—બીજે ગામ ગયા.

**યાચવા**—યાચના કરવા, ભિક્ષા માગવા. ( **याच्** માગવું. )

**મુન્ય**—( સ. **मुनि** ) મુનિને, ઋષિને. કોઈ ઋષિની પાસે કોઈ વસ્તુની યાચના કરવા ગયેલા.

૮. **કામદીધું**—કામ સોંપ્યું.

**ગોરાણી**—ગુરૂપત્ની. ગુરૂની સ્ત્રી.

**કાષ્ટ**—લાકડાં. ( બાળવાનાં, જગલમાંથી ).

૯. **શરીર ઉકળ્યાં**—શરીર તપ્યાં; ગભરામણ થઈ.

**ઉકળ્યાં**—( **उत्+कल्** ગરમીથી ઉકળવું. )

**માથે તપ્યો અરિષ્ટ**—તાપથી મરી જવાય એવો સૂર્ય માથા ઉપર તપ્યો. અર્થાત્ બહુ સખત તાપ પડયો.

**તપ્યો**—( **तप्** તપવું. )

**અરિષ્ટ**—( સં. **रिष्ट** મૃત્યુ જેવી **આફત** ) મરણ. અહીં મરણ નિપજાવે એવો સૂર્ય એ અર્થમાં. કવિએ રિષ્ટને બદલે અરિષ્ટ શબ્દ વાપર્યો છે. એવી રીતે ઘણા શબ્દોમાં **અર્થ** વગરનો **अ** શબ્દની પહેલાં મૂકાય છે. જેમ ' મુઝવણ 'ને બદલે ' અમુંઝણ '; ' ઘોર 'ને બદલે ' અઘોર ' વગેરે.

૧૦. **સ્કંધ**—(સં.) ખભો.

**કુહાવાડો**—(સં. **कुठार**) લાકડાં કાપવાનું હથીયાર.

**ધર્યા**—(**धृ** ધારણ કરવું.) ધારણ કર્યા; મૂક્યા. (ખભે).

**રણછોડ**—હે રણછોડ ! કૃષ્ણ ! (સંબોધન).

**ઘણું દૂર ગયા**—ઘણે દૂર ગયા. લાકડાં કાપવા જગલમાં બહુ આઘે સુધી ચાલ્યા ગયા.

૧૧. **વાદ વદ્યા**—સામાસામી ચડસાચડસીપર ચઢ્યા. કોણ વધારે લાકડા કાપી લાવે છે તેની સ્પર્ધા કરવા લાગ્યા.

**વાદ**—(**वद्** બોલવું) સામસામી બોલવું તે: તકરાર.

**વદ્યા**—બોલ્યા.

**ત્રણે બાંધવા**—( સં. **बंधु** ઉપરથી બાંધવ–ભાઈ) કૃષ્ણ, બળદેવ ને સુદામા.

**ફોડયું**—ફાડયું, ચીર્યું. ( જમીનપર અફાળીને કે નક્કર પદાર્થ મારીને કકડા કરવા તે ફોડવું કહેવાય. જેમ નાળીયેરને, અને ધારવાળા પદાર્થથી ફાચરા કે ચીરા કરવા તે ફાડવું કહેવાય.)

**ખોડ**—જૂનું સૂકાઈ ગયેલું ઝાડ. (સં. **अक्षोट**).

૧૨. **આવ્યા બારે મેહ**—બારે વરસાદ આવ્યો. મેઘ બાર જાતના શાસ્ત્રમાં કહેલા છે, તેમાંનો દર વર્ષ ચોમાસામાં એક એક મેઘ વરસે છે; પણ બારે મેઘ સામટા વરસે તો જગતનો પ્રલયજ થાય. શ્રી કૃષ્ણે ગોવર્ધન પર્વત તોળ્યો તે વખત ઇંદ્રે બારે મેઘ વરસાવ્યા હતા. કૃષ્ણ બળદેવ ને સુદામા લાકડાં લેવા ગયા ત્યારે એટલો બધો ભારે વરસાદ ઓચિંતો આવ્યો હતો કે જાણે બારે મેઘ સામટા વરસતા ન હોય !

બાર મેઘનાં નામ આ પ્રમાણે છેઃ—

"તક્ષક[1] કંબલ[2] સુનશંખુ[3] રૂ હિમશાલી[4] હે,
મહેંદ્ર[5] વજ્જદંષ્ટ્ર[6] પુનિ નંદશાલી[7] હે;
વિષપ્રદ[8] સુબુદ્ધિ[9] કરકોટક[10] અરૂ બાસુકી[11],
પૃથુશ્રવા[12] ઘન બાર કેશહરિ કૌતુકી."
(વસ્તુવૃંદ દીપિકા.)

પ્રલય સમયના ચાર મેઘ જુદા છેઃ—

"આવર્ત્તક સંવર્ત્તક રૂ, પુષ્કર દ્રોણ જુ ચાર;
બરખે જલ ઇચ્છા કરે. પ્રલય હિ નંદકુમાર."
(વસ્તુવૃંદ દીપિકા.)

**મેહ**—(સ. **मेघ**) વાદળું.

૧૪. **પૂર**—રેલ; વરસાદથી નદીમાં ઘણું પાણી ભરાઈ આવે તે.

**ઘન**—(સં.) મેઘ; વરસાદ.

**મૂશળધાર**—(**मूशल** સાંબેલું) સાંબેલાના જેવી જાડી ધાર. એવી જાડી ધારાઓથી વરસાદ વરસ્યો. અર્થાત્ બહુજ જોરમાં તૂટી પડ્યો.

૧૫. **વીજતણા**—વિજળીના. (વીજ-**विद्युत**).

**ચમકાર**—ચમકારા; પ્રકાશના ઝબકારા.

૧૬. **ખોળવા**—શોધવા.

**નિસર્યા**—(**निः + सृ** જવું) નિકળ્યા.

**કેર**—જુલમ; પ્રાણઘાતક કૃત્ય.

ગુરુજીએ પોતાની સ્ત્રીને ઠપકો દીધો કે આવા વરસાદમાં વિદ્યાર્થીઓને લાકડાં લેવા જંગલમાં મોકલ્યા એ શો જુલમ કર્યો ? કોઈ તણાઈ જશે કે મરી જશે તો જગતમાં શું મોઢું દેખાડીશું ? વિદ્યાર્થીઓ ઉપરના અતિ વહાલને લીધે આવા તોફાનમાં એકલા ગયા છે તેથી શી દશા થશે તેની ચિંતાને લીધે ગુરુજી તેમને શોધવા જંગલમા નિકળ્યા. કવિએ શિષ્યની ગુરૂભક્તિ અને ગુરુનો પ્રેમ ટૂંકામાં સારા બતાવ્યાં છે. આજના જમાનામાં એ ધ્યાનમાં લેવા જેવું છે.

૧૭. **હૃદયાશું**—હૃદય સાથે; છાતી સાથે.

**ચાંપીયા**—ચાંપ્યા; દાબ્યા.

વરસાદના તોફાનમાં જંગલમાં ગયેલા છોકરા સાજા સમા મળી આવવાથી ગુરૂએ તેમને હરખથી ઉંચકી લઈ છાતી સાથે દાબ્યા. હરખનું આલિંગન આપ્યું. એ અતિ પ્રેમની નિશાની છે.

૧૮. **ગૌ**—ગાય.

**ગોરાણી**—ગુરુપત્ની; ગોરની સ્ત્રી. અહીં સાંદીપનિ ઋષિની સ્ત્રી. (**गुरु** ઉપરથી ગોર શબ્દ થયો અને તેને ગુજરાતી નિયમ પ્રમાણે આણી પ્રત્યય લાગીને નારીજાતિનું રૂપ થયું. એજ પ્રમાણે ભટનું ભટાણી, શેઠનું શેઠાણી વગેરે થાય છે.)

**દોહતાં**—દૂધ કાઢતાં. ( **दुह्** દોહવું )

**દોણી**—( સ. **दोहनी**, **दुह्** ઉપરથી દૂધ કાઢવાનું વાસણ; દૂધ, દહીં, છાસ વગેરે ભરવાનું વાસણ.

૧૯. **વધારીયા**—વધાર્યા. હતા તેથી વધારે લાંબા કર્યા. શ્રીકૃષ્ણ ભણવા બેઠા ત્યારે તેમની પાસે ગોરાણીએ દોહતાં દોહતાં દોણી માગી. પણ શ્રીકૃષ્ણે ઉઠીને ત્યાં જઇને આપવાને બદલે બેઠાં બેઠાંજ પોતાનો હાથ ઘણો લાંબો વધારી દઈને ગોરાણીને દોણી આપી. એ પ્રમાણે પોતાનો ઇશ્વરી ચમત્કાર બતાવ્યો.

૨૦. **જ્ઞાન થયું**-શ્રીકૃષ્ણને ઇશ્વરરૂપે ઓળખ્યા. (હાથ વધાર્યો તેથી.)

**જગદાધાર**—( **जगत्+आधार** ) જગતના આધારરૂપ ઇશ્વર.

૨૧. **ગુરૂદક્ષિણા**—વિદ્યાભ્યાસ પૂરો કર્યા પછી ઘેર જતી વખતે વિદ્યાદાનના બદલા તરિકે ગુરૂને જે કંઈ આપવું તે. વિદ્યાની કિંમત તો આપી શકાય એવીજ નથી, તેથી એ દક્ષિણા કહેવાય છે. ( ચતુર્થી તત્પુરૂષ સમાસ )

શ્રી કૃષ્ણને ઇશ્વર તરિકે ઓળખીને ગુરુપત્નીએ તેમની પાસે પોતાનો મરણ પામેલા પુત્ર પાછા માગ્યો.

**૨૨. સાગર**—સમુદ્ર. સગર રાજાના સાઠ હજાર પુત્રોએ યજ્ઞનો અશ્વ પાતાળમાંથી શોધી કાઢવા જમીનમાં મોટા મોટા ખાડા ખોધા હતા, તેમાં પાછળથી પાણી ભરાવાથી તેના સાગર-સમુદ્ર બન્યા. **सगर** ઉપરથી **सागर** શબ્દ બન્યો છે. સગરે ખોદાવ્યા માટે સાગર નામ પડ્યું.

**ઝંપાવીયું**—ઝંપલાવ્યું; કૂદી પડ્યા.

સાંદીપનિ ઋષિનો પુત્ર સમુદ્રમાં સ્નાન કરવા ગયો હતો તેને **પંચજન અથવા શંખાસુર** નામનો રાક્ષસ જે શંખમાં ભરાઈ રહેતો હતો તે ખેંચી ગયો હતો ને ડુબાડી દીધો હતો. તે ઉપરથી તે પુત્રને પાછો લાવવાને શ્રી કૃષ્ણ સમુદ્રમાં કૂદી પડ્યા. પછી ત્યાં તે રાક્ષસને મારી તેનો શંખ-પાંચજન્ય લઈ લીધો. યમરાજની નગરીમાં ગયા ને ત્યાં ગામને પાદરે જઈ પેલો શખ ફૂંક્યો એટલે યમરાજ સામો આવ્યો પછી તેની પાસેથી ઋષિનો પુત્ર માગી લીધો અને પછી તેને પોતાની સાથે લઈ આવી ગુરુપત્નીને ગુરુદક્ષિણામાં તે સોંપ્યો.

**સપ્તપાતાળ**—અતળ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ. રસાતલ ને પાતાલ એ સાત.

**૨૩. પંચાનન**—( **पंच+आनन** મુખ ) પાંચ મુખનો શંખ. પચાનનને બદલે 'પાંચજન્ય' શબ્દ જોઈએ. કેમકે પંચજન નામના રાક્ષસને મારીને તેની પાસેથી લઇ લીધેલો શંખ ' પાંચજન્ય ' કહેવાય, ને તે શ્રી કૃષ્ણ પોતાની પાસે રાખે છે. એ શંખ યમરાજની નગરી આગળ જઇને શ્રી કૃષ્ણે વગાડ્યાં એટલે યમરાજ ભયભીત થઇને મળવા આવ્યો. પછી તેની પાસેથી ગુરૂપુત્રને માગી લીધો.

**જમરાય**—(સં. **यमराज**) યમ એજ રાજા. (કર્મધારય સ.)

**૨૪. સંયમનીપુરી**—યમરાજાની નગરીનું નામ. (**सम्+यम्** ઉપરથી)

**થયા વિદાય**—વિદાય થયા; ગયા.

**૨૫.** શ્રી કૃષ્ણ કહે છે કે હું તારી પાસે વિદ્યા ભણ્યો હતો એટલે તું ગુરુસ્થાને છે. પણ સુદામો કહે છે કે મહારાજ ! તમે તો સાક્ષાત્

ભગવાન, સર્વજ્ઞ છો; ફક્ત મને મોટાઈ આપવાનેજ આપ આમ કહો છો. હું તે તમને શું ભણાવી શકુ ?

**૨૭. લાજ**—આબરૂ.

**નિજ**—પોતાના.

**૨૮. દાસનાં**—સેવકનાં. સુદામાના.

**સૌમ્ય**—ઠંડી; શીતળ. ( **સોમ**-ચંદ્ર ઉપરથી )

**દૃષ્ટિ**—નજર. જોવાની શક્તિ.

**શ્યામ**—શ્રી કૃષ્ણે.

સૌમ્યદૃષ્ટિ કરી એમ કહેવાનો હેતુ એ છે કે પ્રભુએ હવે સુદામા ઉપર કરૂણાની નજર કરી, તેના પૂર્વના તમામ અપરાધ, તે ભાવથી ભેટ લઇને મળવા આવ્યો એટલે માફ કર્યા, અને હવે તેની દરિદ્રતા ટાળી નાખીને સર્વસંપત્તિ આપી.

---

## કડવું ૧૧ મું.

૧. **સકળ**—(**स+कला**. તમામ કળાઓ સહિત તે **सकल**.) આખું; બધું. તમામ; બધી. **सकल** ને બદલે **शकल** શબ્દ લખીએ તો તેનો અર્થ 'કકડો' થઈ જાય.

**૨. દરિદ્ર**—દારિદ્રના અર્થમાં. ગરીબાઇ.

**ગાંઠ દૃષ્ટિમાં લીધી**—સુદામા પોટલી બાંધીને ચોખા લાવેલા તેના ઉપર નજર નાખી; તે પડાવી લેવાનો વિચાર કર્યો. ભગવાન્ સર્વજ્ઞ હોવાથી સુદામા પોતાને ભેટ આપવાને ચોખા લાવ્યા છે તે જાણતા હતા. પણ એવી હલકી ભેટ કેમ અપાય એમ જાણીને સુદામા તેને સંતાડી રાખતા હતા. પરંતુ ભગવાન તો ભાવના ભૂખ્યા છે. એટલે તેમને એ ભેટ સ્વીકારવી હતી અને સુદામાનું દારિદ્ર કાપી નાખવું હતું, તેથી સુદામાની મરજી વિરૂદ્ધ તે લઇ લેવાની ઇચ્છા પ્રભુએ કરી. એવા પ્રભુ ગરીબ-નિવાજ છે.

**ગાંઠડી**—(સં. **ग्रंथि**) પોટલી.

૩. **મનવાંછિત**—મનવડે ઇચ્છેલું; મનમાં જે ધાર્યું હોય તે. (તૃ. ત. પુ. સ.)

**મિત્રજી**—હે મિત્ર! (સુદામા)

ભગવાન કહે છે કે તમે મળવા આવ્યા એટલે હું મનવાંછિત પામ્યો. અર્થાત્ સુદામા મળવા આવે એવી પ્રભુની ઇચ્છા જ હતી, કેમકે તેનું દારિદ્ર દુ:ખ જોઈ શકાતું નહોતું અને તે મટાડવું હતું.

૪. **ચતુર**—હોંશીયાર. (ભાભીનું વિશેષણ)

**ભાભી**—(સં. **भ्रातृजाया**) ભાઈની વહુ. અહીં સુદામાની.

સુદામા શ્રી કૃષ્ણ કરતાં મોટા હતા એટલે દીયેરભાવથી તેની સ્ત્રીને શ્રીકૃષ્ણ ભાભી કહે છે.

સ્ત્રીઓ ચતુર હોય છે તે પ્રમાણે ભાભીએ કેવીક સારી ભેટ મોકલી છે એમ મર્મમાં શ્રી કૃષ્ણ સુદામાને પૂછે છે.

**સખા**—મિત્ર, જીવજાન દોસ્ત. (સં. **सखि** શબ્દનું પ્રથમાનું એક વચન.) **समप्राणः सखा मतः** ॥

૫. **અઢળક**—એથી વધારે ન નમાય એટલો બધો; અર્થાત્ વધારે.

**ઢળીયો**—ઢળ્યો, નમ્યો. મહેરબાન થયો, કૃપા કરી.

**મુષ્ટિ**—મૂઠી. એક મૂઠીમા માય એટલા.

**તાંદુલ**—(સં. **तण्डुल**) ચોખા.

એક મૂઠી ચોખા ખાઈને સુદામાનું દળદર કાઢી નાખ્યું એવા પ્રભુ દયાળુ છે.

૬. **ઇંદ્રનો વૈભવ**—ઇંદ્રના જેટલો વૈભવ; ઇંદ્ર ભોગવે છે એટલું બધું સુખ.

**સ્વલ્પ સુખડી સાટે**—થોડીક સુખડીને બદલે. ઘી ગોળનો પાયો કરી અંદર ઘઉનો લોટ નાખીને ખાવાનો પદાર્થ બનાવવામાં આવે છે તે સુખડી કહેવાય. અહીં સામાન્ય ખાવાનો પદાર્થ.

'સુખડી' ઉપરથી 'સુખડીઆ' શબ્દ થયો છે અને મીઠાઈ બનાવનારાને માટે તે વપરાય છે. લક્ષણાથી ખાવાના કોઈ પણ મીઠા પદાર્થને સુખડી કહેવાય. અહીં સુદામાના તાંદુલ સમજવાના છે. કેમકે ભગવાને તે બહુજ મીઠા ગણીને ખાધા હતા.

**સ્વલ્પ**—(સં. **सु+अल्प**) બહુજ થોડું.

૭. **ચાંપી રહ્યા**—દાબી રહ્યા; સંતાડી રહ્યા. (કોઈ ન દેખે માટે.)

૮. **અમ...દેખાડો**—શ્રીકૃષ્ણ કહે છે કે અમને આપવા લાયક ન હોય, અર્થાત્ બહુ ઉંચા પ્રકારની હોય ને અમે તે લેવાને પાત્ર ન હોઈએ, તો દૂરથી દેખાડો એટલે તેટલાથીજ જોઇને સંતોષ માનીશું. ભક્તની અલ્પ ભેટની પણ ભગવાન કેટલી બધી મહત્તા વધારે છે!

૯. **દેવતાને દુર્લભ**—દેવલોકોને પણ મળવી મુશ્કેલ પડે એવી. (ભગવાનને માટે મુકરર કરેલી વસ્તુ દેવને દુર્લભજ હોય.)

**દુર્લભ**—(**दुर्** મુશ્કેલ+**लभ्** મેળવવું) મુશ્કેલીથી મળે એવું.

૧૦. **પવિત્ર**—શુદ્ધ. (પ્રેમથી આણેલી માટે અને પવિત્ર બ્રાહ્મણના હાથની માટે) શ્રીકૃષ્ણ કહે છે કે એ સુખડી જો તમે હેતથી આપો તો આખા જન્મારાની પીડા મટી જાય; અર્થાત્ તમારી આણેલી એ વસ્તુ એવી અલભ્ય છે કે તે પ્રાપ્ત થયા પછી મને બીજા કશાની ઇચ્છાજ નહિ રહે. તાત્પર્યાર્થ એ છે કે તમે જો ખરા પ્રેમથી એ ભેટ મને (પ્રભુને) આપશો તો તમારૂં (સુદામાનું) જન્મારાનું દુઃખ ટળી જશે.

**ભવની ભાવઠ**—આખા જન્મનું દુઃખ (ભાવઠ=**भवकष्ट ?**)

૧૧. **ભર્મ**—(સં. **भ्रम**) ગુપ્તભેદ; મર્મ.

**ભર્મમાં ભૂલી**—એ તે શી વસ્તુ હશે એમ વિચારમાં પડી ગઈ. તે લેવાની પ્રભુએ બહુ આતુરતા દેખાડી એટલે રાણીઓએ જાણ્યું કે એ કોઇ અલૌકિક વસ્તુ હશે.

**સમસ્ત**—(**सम्+अस्त. अस्** હોવું નો ભૂતકૃદંત) તમામ, બધી.

૧૨. **અમૃતફળ**—જે ફળ ખાવાથી અમર થવાય તે.

**સંજીવન મણિ**—જેનાથી મુવેલું જીવતું થાય તેવો મણિ.

**૧૩–૧૪.** શ્રીકૃષ્ણ તાંદુલની પોટલી લેવા જાય છે અને સુદામો ન લેવા દેવાને હાથ ખસેડી નાખે છે. આમ લીલા કરી ભક્ત ઉપરનું પોતાનું હેત પ્રભુ સૌને બતાવે છે.

૧૫. **અવલોકવા**–અવલોકન કરવા: ધારીને જોવા. (**अव+लुक्** જોવું).

**કરધરી કનકનાં પાત્ર**—હાથમાં સોનાનાં વાસણ લઈને (સુદામાની ભેટમાંથી ભાગ લેવાને માટે) કનકનાં પાત્ર કહીને કવિએ શ્રીકૃષ્ણની સમૃદ્ધિ બતાવી છે.

૧૬. **તિલમાત્ર**—તલ જેટલું પણ; જરાક. ( રાણીઓ કહે છે કે વધારે ન આપો તો એક તલ જેટલું–જરાક પણ આપજો.

૧૭. **લજજા**—લાજ: આબરૂ. સુદામાને એ ચિંતા થઈ કે આવી હલકી વસ્તુ ભેટ લાવ્યો છું એમ સૌ જાણશે તો મારી આબરૂ જશે.

**૧૮. ભર્મ ભાંગશે**—ભેદ ઉઘાડો પડી જશે; માન ઘટી જશે.

**કૌતક**—(સં. **कौतुक**) મશ્કરી: ચેષ્ટા: કુતુહલ.

**૧૯–૨૦.** સ્ત્રીની શિખામણ માનીને આવી ભેટ લઇને આવ્યો અને આબરૂ જવાનો પ્રસંગ આવ્યો તેથી સુદામો પસ્તાવો કરે છે.

**તુચ્છ**—હલકી.

**લાખટકાની**—લાખો રૂપીયાની કિંમતની.

**ઘરઘાલ્યું**—બહુજ ભારે નુકશાન કર્યું. સરખાવો:—

"**ઘર ઘાલ્યું** ભાઈ મેલડા, તેં ડૂબવ્યા શ્રી જુગદીશ વીરા." (રણયજ્ઞ).

**ધણી યાણી**—ધણીયાણીએ; પોતાની સ્ત્રીએ.

૨૧. ૨૨. સુદામા એવી હલકી ભેટ આપતાં મનમાં સંકોચાય છે એ વાત જાણી જઈને શ્રીકૃષ્ણે હસતાં હસતાં ખસતા ખસતા પાસે જઈને તાંદુલની પોટલી તાણી લીધી.

૨૩. **હેમની**—સોનાની.

૨૪. **છબીલો**—રૂપાળો; શ્રીકૃષ્ણ.

૨૫. **અચરજ**—(સં. **आश्चर्य**) નવાઈ.

**પારસ**—(સં. **स्पर्श**) એક જાતનો મણિ જે લોઢાને સ્પર્શ કરવાથી તેનું સોનું થઈ જાય.

૨૬. **જતન**— ( સં. **यत्न** ) રક્ષણ; સાચવણી. દશવીશ ચીથરાં બાંધીને ઉપરા ઉપરી ગાંઠો વાળેલી તેથી કૃષ્ણની રાણીઓ નવાઈ પામીને મનમાં ધારવા લાગી કે આટલું બધું જતન કરીને બાંધ્યું છે તો એ તે પારસમણિ, કે રત્ન, કે અમરફળ, કે સંજીવન મણિની ભેટ હશે કે શું?

૨૭. **કણ**—દાણા. (ચોખાના. ગાંઠડી છોડી એટલે થાળીમાં વેરાયા.)

**વેરાણા**—વેરાયા. (કાઠીયાવાડી પ્રયોગ.)

**ભરાણું**—ભરાયું. ( ,, )

**જુવતી**—(સં. **युवती**; જુવાન સ્ત્રી.

**સાથ**—(સં. **सार्थ**) ટોળું; સંઘ. ગાંઠડી છોડતાં તો અંદરથી ચોખાના દાણા નિકળ્યા તે રાણીઓ જોઈ રહી. અર્થાત્ એમ વિચારવા લાગી કે "ઓહો! આજ ભેટ કે? એનું આટલું બધું જતન!"

૨૮. રાણીઓને આ બહુ હલકી ભેટ લાગી, પણ શ્રી કૃષ્ણને તો તે એટલી બધી કિમતી જણાઇ કે બહુ વહાલથી તેને છાતી સાથે દાબી. ભગવાનને કંઈ વસ્તુની કિંમત નથી પણ પ્રેમની છે.

૨૯. **અવની**—(**अव्** રક્ષણ કરવું) પૃથ્વી

**અવતાર**—(**अव+तृ** નીચે ઉતરવું ) જન્મ. ઇશ્વરે પૃથ્વી ઉપર ચોવીસ અવતાર લીધા છે તેમાં દશ મુખ્ય છેઃ--મચ્છ, કચ્છ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ, અને કલ્કી એ દશ અવતારમાંનો આ કૃષ્ણાવતાર.

૩૦—શ્રી કૃષ્ણ કહે છે કે મેં લીધેલા અવતારોમાં જે જે ભોજનો મેં આરોગેલાં છે, તેમાં આ તાંદુલના જેવા સ્વાદ એકેમાં ન હોતો. આમ કહીને ભક્તની હલકી ભેટનો પણ મહિમા વધારે છે.

૩૧. **મિત્ર**—અહિં ભક્ત સમજવાના છે. કેમકે ભક્ત તે પ્રભુના મિત્રજ છે.

**ધ્રુવ**—ઉત્તાનપાદ રાજાનો પુત્ર. એની માતાનું નામ સુરતિ. તે રાજાને અણમાનીતી હતી. બીજી રાણીનું નામ સુમતિ, તે માનીતી હતી. ધ્રુવ નાનો હતો ત્યારે એક દિવસ રમતો રમતો રાજ સભામાં બાપના ખોળામાં બેસવા ગયો. તે વખતે તેની ઓરમાન મા સુમતિએ તેને હાથ ઝાલીને ઉઠાડી મૂક્યો અને તિરસ્કાર કરીને કહ્યું કે "અભાગણીના છોકરાને સભા વચ્ચે બાપના ખોળામાં બેસવાનું ન હોય. તારે બેસવાની ઇચ્છા હોય તો તપ કરીને આ દેહપાડ અને ફરી મારે પેટે જન્મ લે તો તને રાજ અપાવીશ." આવું અપમાન થવાથી ધ્રુવજી રડતા રડતા માની પાસે આવ્યા અને પછી માની રજા લઇને વનમાં તપ કરવા ગયા. રસ્તામાં નારદ ઋષિ મળ્યા તેમણે પાછા વળવા બહુ સમજાવ્યા પણ ધ્રુવે માન્યું નહિ, તથી નારદે પ્રસન્ન થઈ દ્વાદશાક્ષર મત્ર આપ્યો ને પ્રભુને ઓળખવાની નિશાનીઓ સમજાવી. છ મહિના સુધી ઉગ્ર તપ કરીને ધ્રુવજીએ પ્રભુને પ્રસન્ન કર્યા ને નિરતર ભક્તિ માગી લીધી. પણ પ્રભુએ ઘેર જવાનું કહ્યું ને છત્રીશ હજાર વર્ષ રાજ્ય કર્યા પછી અચળપદ આપવાનું જણાવ્યું. હાલ આકાશમાં ધ્રુવનો તારો છે ત્યા ધ્રુવજી બિરાજે છે એમ કહેવાય છે. એ તારો અચળ છે અને સપ્તર્ષિના તારા એની પ્રદક્ષિણા કરે છે.

**અંબરીષ**—એ રાજા વિષ્ણુના પરમ ભક્ત હતા. તે હમેશાં બ્રહ્મ ભોજન કરાવી જમતા. એક દિવસ દુર્વાસાઋષિ તેનું પણ મૂકાવવાને દ્વાદશીને દિવસે સવારમાં કેટલાક બ્રાહ્મણોને લઇને આવ્યા. રાજાએ તેમને જમવાનું કહ્યું પણ તે લોકો નહાવા ગયા ને ઘણીવાર થઈ પણ આવ્યા નહિ. રાજાએ પહેલે દિવસે એકાદશીનું વ્રત કરેલું હતું, તેથી દ્વાદશીમાં પારણાં કરવાં જોઇએ; દ્વાદશી બે ઘડી હતી; બ્રાહ્મણોની વાટ જોઇને બેસી રહે તો તેરસ થઈ જાય ને પછી પારણાં કરે તો એકાદશીનું વ્રત ભગ થાય; તેથી વિદ્વાનોની સલાહથી તુલસીપત્ર સાથે ભગવાનનું ચરણામૃત લીધું એટલે જમ્યા

વગર પારણાં થયાં ગણાયાં. એ પછી દુર્વાસા સ્નાન કરીને આવ્યા. તેમને એ વાતની ખબર પડી એટલે ક્રોધે ભરાઈ પોતાના માથામાંથી એક કૃત્યા ઉત્પન્ન કરી તેને અંબરીષને બાળવા છોડી. પણ ભગવાને સુદર્શન ચક્ર મૂકી અંબરીષનું રક્ષણ કર્યું. ચક્ર કૃત્યાને બાળીને દુર્વાસા પાછળ દોડયું. દુર્વાસા નાઠા ને બધા દેવો પાસે ગયા પણ કોઈએ આશ્રય આપ્યો નહિ. છેવટે વિષ્ણુ પાસે ગયા ત્યારે વિષ્ણુએ કહ્યું કે તમે ભક્તનો દ્રોહ કર્યો છે તેથી કોઈ બચાવી શકશે નહિ; એતો પાછા તે ભક્ત પાસે જાઓ ને તેમની માફી માગો તોજ બચશો. પછી દુર્વાસા અંબરીષ પાસે ગયા ને તેમની માફી માગી ત્યારે અંબરીષે સુદર્શનને પ્રાર્થના કરીને પાછું કાઢયું.

**પ્રહ્લાદ**—હિરણ્ય કશિપુ રાક્ષસના પુત્ર. જન્મથીજ એ પરમ ભક્ત હતા. પ્રહ્લાદને નિશાળે ભણવા બેસાડયા ત્યારે તે નિશાળનું ભણતર ભણવાને બદલે રામનામ ગોખ્યા કરે. આ વાત હિરણ્યકશિપુને ગમી નહિ, કેમકે તેનો વિષ્ણુનો દ્વેષી હતો. તેથી તેણે પુત્રને તેમ ન કરવા ઘણું સમજાવ્યો. પણ જ્યારે પ્રહ્લાદે ભક્તિ ન છોડી ત્યારે તેમને મારી નાખવાના ઘણા ઉપાય કર્યા, પણ તે મર્યા નહિ. છેવટે હિરણ્યકશિપુએ કહ્યું કે તારો રામ કયાં છે તે દેખાડ, ત્યારે પ્રહ્લાદે કહ્યું કે તેનો સર્વ ઠેકાણે વ્યાપક છે. હિરણ્યકશિપુએ કહ્યું કે આ સ્તંભમાં છે કે નહિ? પ્રહ્લાદે કહ્યું, એમાં પણ છે. એટલે હિરણ્યકશિપુએ કહ્યું કે હોય તો દેખાડ. તે ઉપરથી પછી પ્રહ્લાદે સ્તુતિ કરી એટલે સ્તંભમાંથી નૃસિંહ રૂપે પ્રભુ પ્રગટ થયા, ને હિરણ્યકશિપુને મારી નાખી પ્રહ્લાદને રાજ્ય આપ્યું.

**૩૨. દેખાડયો**—બતાવ્યો. ( ચખાડયાના અર્થમાં ).

૩૩–૩૬. સુદામાએ સાત જન્મ સુધી કાંઈ પુણ્યદાન કીધાં નથી તેથી તેને આ દરિદ્રાવસ્થા ભોગવવી પડે છે એમ ભગવાને વિચાર કરીને જાણી લીધું; અને તેથી આ વખતે તેની પાસે પુણ્યદાન કરાવવા પ્રભુ પોતે તેના યાચક બન્યા ને તેની પાસે ચોખા માગવા લાગ્યા. સુદામાને ખરો ભક્ત જાણીને તેના ઉપર પોતાના હૃદયમાં પ્રેમ ઉત્પન્ન થયો તેથી

તેની પાસેથી માગી લીધેલા ચોખામાંથી એક મૂઠી મોઢામાં મૂકતાંની સાથેજ તેનાં દારિદ્ર કાપી નાખ્યાં; તેને શ્રીમંત બનાવી દીધો. (શી રીતે તે આગળ આવે છે.)

**ભારે કરી માની**—બહુ કિંમતી ગણી.

**જગજીવન**—જગતને જીવાડનાર, શ્રી કૃષ્ણ. (**जग** જગત્+**जीवन** જીવાડનાર). (ષ. ત. પુ. સ.)

૩૭. **કર મરડીને ગાંઠડી લીધી**—સુદામો હાથમાંથી ગાંઠડી છોડતા ન હોતા તેથી ભગવાને તેમનો હાથ મરડી નાખીને જબર જસ્તીથી તે લઈ લીધી.

**સાથેનાં દુઃખ મોડયાં**—ભગવાને સુદામાનો હાથ મરડી નાખ્યો તેની સાથે તેનાં દુઃખ પણ મરડી નાંખ્યાં; કેમકે એ રીતે પોતે તેનું દાન લીધું ને તેના ફળ તરિકે તેની ઝુંપડી ઊરાડી દઈ રાજમહેલ બનાવ્યા ને ઇંદ્રના વૈભવ આપ્યા (જુઓ આગળની લીટીઓ). ("સાથેનાં" ને બદલે "સાથેથાં" પાઠ છે તે વધારે સારો છે. "સાથેથાં" એટલે એક સાથે. સામટાં સં. **सार्थतः** ઉપરથી ).

૩૮. ગાંઠડીએ બાંધેલાં ચીથરાં જેમ જેમ ભગવાન છોડતા ગયા તેમ તેમ તેનાં ભવનાં બંધન પણ છોડતા ગયા. અર્થાત્ તેને નિષ્પાપ બનાવી મોક્ષને લાયક બનાવ્યો.

૩૯-૪૦. એક મૂઠી ચોખા મોઢામાં મૂકતાંજ સુદામાની છાપરી આકાશમાં ઉડી ગઈ અને તે ઠેકાણે સાત માળના મહેલ બની ગયા.

**તેણે સ્થાનકે**—તે જગ્યાએ.

**સ્થાનક**—જગ્યા. (સં. **स्था** ઉભા રહેવું ઉપરથી).

**સપ્તભૂમિના**—સાત માળના (**भूमि**–માળ, જમીન).

**અવાસ**—(સં. **आवास**; **वस्** વસવું ઉપરથી). ઘર, મકાન.

૪૧. **ઋષિપત્ની**—સુદામાની સ્ત્રી.

**રુકૃમિણી સરખાં**—રુકૃમિણીના જેવા રૂપવાળાં.

**શ્યામ સરીખા**—શ્યામના જેવા. શ્રી કૃષ્ણના જેવા રૂપાળા. ("શ્યામ"ને બદલે "સામ્બ" પાઠ છે તે વધારે સારો છે. સામ્બ એ શ્રી કૃષ્ણના પુત્રનું નામ છે. કવિએ સુદામાની સ્ત્રીને રુકૃમિણી સમાન બનાવી છે, ને સુદામાને શ્રી કૃષ્ણના જેવા રૂપવાળા બનાવ્યા છે. (જુઓ કડવું. ૧૩ છેલ્લી લીટી) એટલે સુદામાના પુત્રને કૃષ્ણ જેવા નહિ પણ કૃષ્ણના પુત્ર જેવાજ કહેવા જોઇએ; તોજ કવિનો ધારેલો કૃષ્ણ સાથેનો એકાત્મ ભાવ આવી શકે; નહિ તો માતાપુત્રની પતિપત્નીના જેવી સરખામણી કરવા રૂપ દોષ આવી જાય.)

૪૨. પ્રભુ પોતાના ભક્તને પોતાના જેવાજ બનાવી મૂકે છે તે પ્રમાણે સુદામાનું ઘરસૂત્ર પોતાના જેવુંજ બનાવી આપ્યું.

૪૩-૪૪ **ત્યાં**—ત્યારેના અર્થમાં.

**એમાં શું ઓછું છે.**—ઉપરથી અર્થ એવો છે કે, જેટલા ચોખા ખાધા તે શું ઓછા પડયા કે હજુ વધારે ખાવા જાઓ છો? થોડા અમને પણ આપો. મૂઠી ચોખા ખાઇને તો સુદામાને અપાર વૈભવ આપી દીધો, હવે અમને પણ આપી દેવાં ધાર્યા છે કે શું? આમ મર્મમાં કહીને રુકૃમિણીએ ભગવાનનો હાથ ઝાલીને ખાતાં અટકાવ્યા.

**અમને આપો**—હવે થોડાક અમને ખાવા આપો. આંતરાર્થ એવો છે કે અમારૂ પણ દાન કરી દેશો કે શું?

**ચતુર સુજાણ**—ચતુર અને સારા જ્ઞાનવાળા. અર્થાત્ ડાહ્યા ચતુર થઇને શું આપવું ને શું ન આપવું તેનો પણ વિચાર નથી કરતા.

**સુજાણ (સુ+જ્ઞાન)** સારા જ્ઞાનવાળા.

૪૫. **અષ્ટ મહાસિદ્ધિ**—આઠ મોટી સિદ્ધિઓ; યોગની ચમત્કારિક શક્તિઓ:—

**અણિમા**—છેક નાના થઇ જવું.

**મહિમા**—બહુજ મોટા થઇ જવું.

**ગરિમા**—બહુ ભારે થઇ જવું.

**લઘિમા**—બહુ હલકા થઈ જવું.

**પ્રાપ્તિ**—કોઈ પણ વસ્તુ પ્રાપ્ત કરવાની શક્તિ.

**પ્રાકામ્ય**—ઇચ્છામાં આવે તે કરવાની શક્તિ.

**ઇશિત્વ**—સૌના ઉપરી થવાની શક્તિ.

**વશિત્વ**—સૌને વશ કરવાની શક્તિ.

**નવનિધિ**—કુબેર ભંડારીના ધનના નવ ભંડાર.

**વણમાગી**—માગ્યા વગર. (સુદામાએ કશું માગ્યું નહોતું છતાં એટલું બધું આપ્યું.)

૪૬. સુદામાને ત્યાં જે સમૃદ્ધિ આવી ગઈ તે સુદામો જાણતા પણ નથી.

૪૭. **દુંદુભી બોલે**—નગારાં વાગે.

**ગુણીજન**—ગવૈયા, ભાટ ચારણ, વગેરે કળાવાન લોકો.

**સાખી**—એક જાતનો રાગ; દુહા.

૪૮. **જડિત્ર**—જડેલો. હિરા, માણેક, મોતી વગેરે નગ સોનામાં જડ્યાં હોય એવો. (હિંડોળો)

**હેમનો**—સોનાનો.

**હિંચે છે**—હિંચકા ખાય છે.

**હરિણાક્ષી**—હરિણના જેવાં ચપળ નેત્રવાળી સ્ત્રી. (સુદામાની) (બ. શ્રી. સ.)

૪૯. **કનકમય**—સોનાથી મઢેલાં.

**હાર્યો દ્રવ્યે કુબેર**—કુબેર પણ જેની આગળ હારી જાય એટલું બધું દ્રવ્ય સુદામાને ત્યાં થઈ ગયું. અર્થાત્ કુબેરના કરતાં પણ વધારે.

**કુબેર**—(**कु** ખરાબ **बेर** શરીર = કદરૂપા શરીરવાળો. અથવ **कुब्** ઢાંકવું, સંતાડવું તે ઉપરથી ધનને સંતાડી રાખનાર–સાચવી રાખનાર.) દેવોનો ખજાનચી એને ત્રણ પગ, આઠ દાંત અને આંખો પીળા ડાઘાવાળી તથા એક આંખ કાણી છે. એ બ્રહ્માના પુત્ર પુલસ્ત્યના પુત્ર વિશ્રવાનો પુત્ર ને રાવણનો સાવકો ભાઇ થાય. એણે તપ કરીને લંકાનું રાજ્ય તથા

પુષ્પક વિમાન બ્રહ્મા પાસેથી મેળવ્યું હતું. પછી પિતાએ લંકાનું રાજ્ય રાવણને અપાવ્યું ત્યારે એ અલકા નગરી વસાવીને ત્યાં રહ્યો. એણે રાવણને શિખામણ દીધી તે ઉપરથી રાવણે એને અલકામાંથી હાંકી કાઢ્યો અને પુષ્પક વિમાન ખુંચી લીધું હતું. રાવણને માર્યા પછી રામચંદ્ર ભગવાને કુબેરને અલકા નગરીમાં વસાવ્યો તથા પુષ્પક વિમાન પાછું આપ્યું હતું.

૫૦. **કોટીધ્વજ**—જેને ઘેર કરોડ રૂપીઆની પૂંજી હોય તે. કરોડ રૂપીઆની પૂંજીવાળો પોતાના મકાન ઉપર ધજા ચઢાવી શકે તેથી તે કોટીધ્વજ કહેવાય. તેજ પ્રમાણે લાખ રૂપીઆની પૂંજીવાળો પોતાને બારણે દીવો મૂકી શકે તેથી તે લક્ષદીપ કહેવાય. આ પ્રમાણે પ્રાચીન સમયમાં થતું હશે તેથી એવી કહેવતો પડેલી.

**લાખેણાં**—લાખો રૂપીયાની કિંમતનાં.

**વાજે**—વાગે. (વાજાં)

**ભેર**—ભેરી; નગારાં.

**છપ્પન**—છપ્પન કરોડ,

છપ્પન કરોડની પૂંજી જેને ઘેર હોય તેને ઘેર નગારાં વાગે. તે ટંકારખાનું બેસાડી શકે એવો પ્રાચીન રિવાજ હશે.

૫૧. **વાજે ભેર અખુટ ભંડારની**—જેના ભંડારમાં અખુટ નાણું હોય તેને ત્યાં ગેબી નગારાં વાગ્યા કરે છે એવી લોક માન્યતા છે. સુદામાને ત્યાં પ્રભુ કૃપાથી અખૂટ ભંડાર ભરાઇ ગયો તેથી ત્યાં પણ ગેબી નગારાં વાગતાં હતાં.

**ત્રુઠા**—(સં. **तुष्ट. तुष्** પ્રસન્ન થવું) ત્રુઠયા. સંતુષ્ટ થયા, રાજી થયા.

**શ્રીગોપાળ**—શ્રી એટલે લક્ષ્મી સહિત ગોપાળ, કૃષ્ણ.

**ગોપાળ**—(**गो** ગાયો + **पाल** પાળનાર) ગાયોના પાળનાર. અથવા **गो** એટલે ઇંદ્રિયોના પાળનાર. શ્રી કૃષ્ણ.

૫૨. **રાત વાતમાં વહી**—સુદામો ને કૃષ્ણ બે મિત્રો ઘણે દહાડે મળ્યા તેથી સુખદુઃખની વાતો કરવામાં આખી રાત જતી રહી પણ માલમ ન પડી.

## કડવું ૧૨મું.

આ કડવામાં શ્રીકૃષ્ણ સુદામા ઉપર બહુ હેત બતાવે છે પણ પ્રત્યક્ષ કંઈ આપતા નથી અને હાલે હાથે પાછા કાઢે છે, તેથી સુદામાના મનમાં શ્રીકૃષ્ણ સંબધી કેવો ભાવ પેદા થાય છે તેનું વર્ણન કરી કવિએ મનુષ્ય સ્વભાવનું ચિત્ર આપ્યું છે.

૧ **રાજંન**—રાજા; પરીક્ષિત. (સંબોધન.) (**સં. राजन्.**)

**પરમ**—મોટી; ભારે, વધારે.

**કથા**—વાત. (**कथ** કહેવું)

**પ્રૌઢી**—મોટી. (**प्र+वह्** ધાતુનો ભૂત કૃદંત **ऊढ**નું નારી જાતિનું રૂપ.)

**પાવન**—પવિત્ર.

("પ્રૌઢી કથા પરમ પાવન" એમ અન્વય લેવો.)

૨. **વળી...ઈ૦**—એક મૂઠી તાંદુલ ખાધા એટલે સુદામાની ઝુંપડી ઉડી ગઈ ને તે જગાએ મોટા મહેલ થઈ ગયા. બીજી મૂઠી મુખમાં મૂકતાં અષ્ટમહાસિદ્ધિ ને નવનિધિ આવી; ત્યારપછી પાછા ભગવાન વિચાર કરવા લાગ્યા કે સુદામાએ મારે માટે જે કર્યું છે અને મારા ઉપર તેનો જે અનન્ય પ્રેમ છે તેના પ્રમાણમાં તો મે હજુ તેને કંઈજ આપ્યું નથી. આમ કવિએ ભગવાનની ભક્તવત્સલતા બતાવી છે.

૩. **ઇંદ્રાસનપેં**—ઈંદ્રાસન કરતાં પણ.

**મોંઘો**—(સ. **महार्घ**) ઘણો કિંમતી.

૪. **ભાવ**—પ્રેમ.

**પરમવિધિએ**—ઘણી સારી રીતે.

(ચોખાનો એક એક દાણો ઈંદ્રાસન કરતા પણ શા માટે વધારે મોંઘો. તેને માટે કહે છે કે એ ગરીબ સેવકના ખરા પ્રેમની ભેટ છે; અને તેથી એ ખાધાથી સારી રીતે પેટ ભરાયું છે.)

૫. ૬. શ્રીકૃષ્ણ કહે છે કે એ ભેટનો બદલો તો ત્યારેજ વાળી શકાય કે જ્યારે એના જેવો થઈને વનમાં તપ કરવા જાઉં અને એને વૈકુંઠની બધી રિદ્ધિસિદ્ધિ આપુ, તથા રુકૃમિણી સહિત સોળે હજાર રાણીઓ એની સેવા કરે. અર્થાત્ એની સ્થિતિ હું લઉ ને મારી સ્થિતિ એને આપું.

**એ સરખો**—એના જેવો; સુદામા જેવો ગરીબ.

**તાપું**—તપ કરૂં.

**વૈકુંઠ**—વિષ્ણુનું ધામ; વિષ્ણુલોક.

**રિદ્ધિ**—(સં. **ऋद्धि**) દોલત; પૈસો ટકો.

૭-૮. આપતાં ઓછું પડયું હોય તેમ વિચાર કરીને દ્વારિકા આપી દેવાની પણ ઇચ્છા કરી; અને તેથી ચોખાની ત્રીજી મુઠી ભરી ને તે જ્યાં મોઢામાં મૂકવા જાય છે કે રૂક્મિણીએ હાથ પકડયો અને કહ્યું કે હે નાથ! અમે શો અપરાધ કીધો છે કે અમને થોડા પણ ચોખા ખાવા આપતા નથી ને બધા તમેજ આરોગી જાઓ છો? ઉપરથી અર્થ આવો છે પણ ગૂઢાર્થ એવો છે કે અમારો શો અપરાધ કર્યો છે કે અમને રહેવાની દ્વારિકા પણ આપી દો છો અને સાથે અમને પણ દાસી તરીકે આપી દેવા બેઠા છો? રુક્મિણી લક્ષ્મીનો અવતાર છે તેથી શ્રીકૃષ્ણના મનની બધી વાત જાણી જાય છે.

**ઇચ્છા**—(સં. **इष्** **इच्छ्** ઇચ્છવું) મરજી.

**સહાયો**—પકડયો; ઝાલ્યો.

**અપરાધ**—(**अप** ઉલટું+**राध** પ્રસન્ન કરવું=પ્રસન્ન કરવાથી ઉલટું.) વાંક; ગુન્હો.

૯. **સામું જોઇ રહ્યાં**—શ્રીકૃષ્ણનો હાથ રુક્મિણીએ પકડયો તે વખત શ્રીકૃષ્ણ અને રુક્મિણી બંને આશ્ચર્ય ભાવે એક બીજાના સામું જોઈ રહ્યાં. શ્રીકૃષ્ણને એમ નવાઈ લાગી કે આ કેમ અટકાવે છે? અને રુક્મિણીને નવાઈ લાગી કે આ શું કરવા બેઠા છે? તેથી એક બીજાના સામું ટગર ટગર જોઇ રહ્યાં.

**દંપતી**—( સં. **दम्** પરણેલી સ્ત્રી+**पति** ધણી ) સ્ત્રી પુરુષ; ધણી ધણીઆણી. અહીં શ્રીકૃષ્ણ તથા રુક્મિણી. (દ્વં. સ.)

**સોળ સહસ્રમાં**—સોળે હજાર રાણીઓમાં.

**પ્રીછતી**—જાણતી; સમજતી. શ્રીકૃષ્ણ શું કરવા બેઠા છે અને રુક્મિણીએ શા માટે હાથ ઝાલ્યા તેનો ભેદ કોઈ રાણી સમજતી નથી.

૧૦. રુક્મિણીના અટકાવ્યાથી પછી ભગવાને બાકીના ચોખા પોતે ન ખાતાં બધી રાણીઓને વહેંચી આપ્યા.

૧૧. **તેમાં**–તે ચોખામાં (સુદામા ભેટ લાવેલા તે)

**સ્ત્રી આગળ**—બધી રાણીઓ આગળ.

**ભાર**—વજન; આબરૂ, માન. ચોખા જેવી હલકી ભેટ તે શું લાવ્યો હશે એમ કહી સૌ સુદામાની મશ્કરી ન કરે એટલા માટે તેમાં એવો સ્વાદ મૂકી દીધો કે સૌ તેને વખાણે. એટલે કે ભેટ બહુ ઉત્તમ આણી છે એમ ગણે. એ રીતે મિત્રનુ વજન પોતાની સ્ત્રીઓ આગળ શ્રીકૃષ્ણે રાખી આપ્યું.

૧૨. **હાસ્ય વિનોદ**—ગમ્મત. આનંદની વાતચિત.

**શર્વરી**—રાત; રાત્રિ.

**વહી**—ચાલી ગઇ, પુરી થઇ. ( **वह्** , વહેવું ચાલ્યા જવું. )

**પ્રાત**—પ્રાતઃકાળ; સવાર.

**યાચ્યા**—યાચના કરી. (વિદાય લેવાની, ઘેર પાછા જવાની.)

**હરિ**—હરિને; શ્રીકૃષ્ણને.

૧૩. **વિદાય કરો**—જવાની રજા આપો.

**પધારીયે**—પધારો, અર્થાત્ જાઓ.

**સ્વામિન્**—હે સ્વામી! માલીક! (સંબોધન). (પોતાથી મોટા હોય તેને સ્વામી કહેવામાં મર્યાદા–મોટા તરફ માનની લાગણી રહેલી છે.)

૧૪. **કૃપા કરજો**—દયા કરજો. ( કોઈ વખત પાછા આવવાની. અર્થાત્ કૃપા કરીને કોઈ વખત પાછા આવજો. )

**ઠાલે હાથે**—ખાલી હાથે; કંઈ પણ આપ્યા વગર.

**નરહરિ**—શ્રી કૃષ્ણ. (નૃસિંહ અવતાર લીધેલો માટે. એ અવતારમાં હિરણ્યકશિપુને મારવા માટે અર્ધું સિંહનું શરીર ને અર્ધું મનુષ્યનું શરીર એવું રૂપ ધારણ કરેલુ.)

**નમે**—નમસ્કાર કરે. (સુદામાને વિદાય કરતી વખત તેને કંઈપણ આપ્યા વગર એકલા ખાલી નમસ્કારજ શ્રીકૃષ્ણે કર્યા. જે આપવાનું તે

પોતાની ચમત્કારિક શક્તિથી એકદમ ગુપ્ત રીતે આપી દીધુ છે એટલે હવે કંઈ આપવાનું બાકી રહેતું નથી; પણ સુદામાને તેની ખબર નથી. તેથી તે નિરાશ થાય છે.)

૧૫. **પોળલગી**—પોળના દરવાજા સુધી.

**વોળાવા**—વળાવવા; વિદાય કરવા.

૧૬. **સત્યભામા**—સત્રાજીત જાદવની કન્યા, શ્રીકૃષ્ણની એક પટરાણી. સત્રાજીત પાસે સૂર્યનો આપેલો સ્યમંતક મણિ હતો. તે શ્રીકૃષ્ણે માગ્યો, પણ તે તેણે આપ્યો નહિ. પછી સત્રાજીતનો ભાઈ એ મણિ પહેરીને શિકાર કરવા ગયો હતો ત્યાં સિંહે તેને મારી નાખ્યો, અને એ સિંહને મારીને એક રિંછરાજ–જાંબુવાન તે મણિ લઈ ગયો. તેણે પોતાની કન્યા જાંબુવતીને તે રમવા આપ્યો. પોતાનો ભાઈ ઘેર પાછો ન આવવાથી સત્રાજીતે મણિને માટે શ્રીકૃષ્ણે તેને મારી નાખ્યો અને મણિ ચોરી લીધો એવું આળ તેમના ઉપર ચડાવ્યુ. તેમાંથી દોષમુક્ત થવાને શ્રીકૃષ્ણે વનમાં ભાળ કાઢી તો ત્યા સત્રાજીતનો ભાઈ તથા સિંહ મરણ પામેલા દીઠા તથા રીંછનાં પગલાં પણ જોવામા આવ્યાં. તે ઉપરથી પગલે પગલે રીંછની ગુફામાં શ્રીકૃષ્ણ ગયા. ત્યાં રીંછ સાથે તેમણે પુષ્કળ યુદ્ધ કર્યું. એ રીંછરાજ જાંબુવાન રામાવતારમાં રામચંદ્રના લસ્કરનો એક જબરો યોદ્ધા હતો. તેથી તેણે શ્રીકૃષ્ણને ભગવાન તરીકે ઓળખ્યા એટલે તે પગે લાગ્યો અને તેમને તે મણિ ભેટ આપ્યો તથા પોતાની કન્યા જાંબુવતી પરણાવી. એ બંનેને લઈને શ્રીકૃષ્ણ ઘેર આવ્યા અને સત્રાજીતને તેનો મણિ પાછો આપ્યો તથા તેનો ભાઈ જંગલમાં સિંહથી મરાયાની ખાત્રી કરાવી આપી. આ ઉપરથી પોતે ખોટી ચોરી ચઢાવી તેનો પસ્તાવો સત્રાજીતને થયો, અને શ્રીકૃષ્ણને ખોટું લાગ્યું હશે એમ જાણી તેમને મનાવવા પોતાની પુત્રી સત્યભામા તેમની સાથે પરણાવી. એ સત્યભામા શ્રીકૃષ્ણને બહુ માનીતી અને મોઢે ચઢેલી હતી;

**જાંબુવતી**—(ઉપર વાત આવી જાય છે.)

**કૃપણ**—કંજુસ.

**કમળાપતિ**—લક્ષ્મીના પતિ; શ્રીકૃષ્ણ.

કવિએ અહિં "કમળાપતિ" શબ્દ સાભિપ્રાય વાપર્યો છે. કેમકે લક્ષ્મીના પતિ-ધનાઢ્ય છતાં તે કેમ કૃપણ થયા ? ગરીબ હોય તો કંઈ ન આપી શકે, પણ આતો શ્રીમત છતાં તેમણે પોતાના ગરીબ મિત્રને કેમ કંઈ ન આપતાં ઠાલે હાથે પાછો કાઢ્યો ? વગર આપ્યે સુદામાને ત્યાં અપાર સમૃદ્ધિ થઈ ગઈ તેની રૂકમિણી શિવાય બીજા કોઈને ખબર નથી.

**૧૯. ૨૧. બેલડીએ વળગ્યા**—એક બીજાના ખભે હાથ મૂકીને ચાલ્યા..

આ ખરેખરા પ્રેમની-ગાઢ મિત્રતાની નિશાની છે. સરખાવો:-

"બેલડીએ સાહેલડી વળગી, હિંડે ગુણવત ગોરીજી"

(નળાખ્યાન)

**વિશ્વાધાર**—વિશ્વના આધાર રૂપ; શ્રીકૃષ્ણ ભગવાન.

**જાતાં**—ઘેર પાછા જતી વખતે.

**છેક**—હદ; મર્યાદા.

શ્રીકૃષ્ણે કંઈ ન આપ્યું ત્યારે સુદામા મનમાં વિચાર કરવા લાગ્યા કે એના વૈભવ આગળ તો હદ વળી, અર્થાત્ વૈભવનો પાર નથી. છતાં મને એક કોડી સરખી એણે આપી નહિ, તેનું કારણ કદાચ સ્ત્રીઓની ચોરીથી છાનું આપવાનું હશે એટલે તે રસ્તામાં આપશે.

**૨૨. ૨૩. માર્ગે**—માર્ગમાં; સુદામાને જવાના રસ્તા સુધી.

**તવ**—ત્યારે.

**શ્યામળો**—શ્રીકૃષ્ણ (બહુ વચનના અર્થમાં એક વચનનો પ્રયોગ કર્યો છે.)

લોકાચાર પ્રમાણે બહુ દૂર સુધી વળાવવા આવનારને ઉભા રહેવાનું અને પાછા જવાનું જનારે કહેવું જોઇએ, તેમ સુદામાએ કહ્યું. વિયોગની જગ્યા આજ છે, અને ત્યાં ખરા પ્રેમીઓ છૂટે મોઢે રડે છે.

**૨૫. નિઃશ્વાસ**—નિસાસો. (શ્રી કૃષ્ણે કંઈ આપ્યું નહિ તેથી.)

**નિરાશ**—(**निर्+आशा**) નરજાતિનું વિશેષણ કરવાને અકારાંત રૂપ કર્યું છે.) (બ. ત્રો. સ.)

૨૬. **સંતાપ**—દુઃખ. (**सम्+तप्** પરિતાપ પામવો, દુઃખી થવું.)

**આપ**—પોતે; સુદામો.

**નિંદા કરવા લાગ્યો**—શ્રીકૃષ્ણે કંઈ આપ્યું નહિ તેથી શ્રી કૃષ્ણની નિંદા કરવા લાગ્યો, અને એવા કજુસની પાસે પોતે માગવા આવ્યો તેથી પોતાની જાતની પણ નિંદા કરવા લાગ્યો.

૨૭ **તેપે**—તેના કરતાં.

**નાવ્યું**—ન આવ્યું. મિત્ર પાસે માગવું તેના કરતાં મરવું ભલું એમ સુદામો માને છે. ભર્તૃહરિ પણ કહે છે કે—

**"सुहृदपि न याच्यः कृशधनः।**

૨૮. **સ્ત્રીજીત**—સ્ત્રી વડે જીતાયલો, બાયડીના કહ્યા પ્રમાણે ચાલનારો. (તૃ. ત. પુ. સ.). (પોતાની સ્ત્રીના કહેવાથી સુદામો યાચના કરવા આવ્યો, તેથી તે પોતે પોતાની જાતને ધિક્કારે છે. સ્ત્રીને વશ ન થવું, તેના કહ્યા પ્રમાણે ન ચાલવું, તેનાથી છાનું કેટલુંક કામ કરવું, અને છાની વાત સ્ત્રીને ન કરવી એ લોકરૂઢિનુ ચિત્ર કવિએ આપ્યું છે.)

**શબ**—(સ. **शव. शी** સૂઈ જવું ઉપરથી.) મડદુ. કેમકે એ શ્મશાનમાં કાયમને માટે સૂઈ જાય છે.

**રંડાએ**—સ્ત્રીએ. પોતાનું અપમાન થવાથી ગુસ્સામાં સુદામા પોતાની સ્ત્રીને ગાળ દેછે. કેમકે તેના કહેવાથીજ એ યાચના કરવા આવ્યા હતા. આ શબ્દો સુદામા જેવા સુપાત્ર બ્રાહ્મણના મુખમાં શોભતા નથી. કવિએ જનસ્વભાવનું ચિત્ર આપ્યું છે, પણ પાત્ર આલેખનમાં ગભીર ભુલ કરી છે.

**ઉપજાવ્યું**—(**उत्+पद्** ઉત્પન્ન થવું) ઉત્પન્ન કરાવ્યુ.

**અપમાન**—(**अप** ઉલટુ+**मान**) માનથી ઉલટું તે; બેઆબરૂ.

૨૯. **એકાંતરા**—એકએકના અતરે, વચ્ચે એક એક દિવસ પડે એવી રીતે.

**પ્રાસન**—(**प्र+अश्** ખાવું) ખાવું તે. પ્રાસન કીજે એટલે ખાઇએ.

૩૦ **નહાનડાં**—નાનાં નાનાં.

**સૂકાં**—(સ **शुष्क**) સુકાઈ ગયલાં.

**પાંદડાં**—(ઝાડનાં) સુદામા કહે છે કે બાળકો ભૂખે મરતાં હોય તો તેમને ઝાડનાં સૂકાં પાંદડાં ખવડાવવાં પણ મિત્ર પાસે માગવા ન જવું.

**પ્રાશીને**—(**प्र+अश्** ખાવું) ખાઇને.

**૩૨. કાષ્ટ**—લાકડાં.

**તૃણ**—ઘાસ.

**વિક્રયકરી**—વેચીને. (**वि+क्रि** વેચવું.) સુદામા કહે છે કે લાકડાં કે ઘાસના ભારા વેચીને ગુજરાન કરવું પણ મિત્ર પાસે માગવા ન જવું.

**પરઘેર**—પારકે ઘેર; બીજાને ઘેર

**પાણીભરી**—વેચાતું પાણી ભરીને.

૩૩. **વિષ પીને પોઢીએ**—ઝેર પીને સૂઇ જઇએ; ઝેર પીને મરી જઇએ. (વિષ=ઝેર. વિષ ઉપરથી વિખ શબ્દ થયો છે.)

**કર નવ ઓઢીએ**—કંઈ દાન લેવા હાથ લાંબો ન કરીએ; માગીને કંઈ ચીજ ન લઇએ.

**૩૪. અજાચક વ્રત**—કોઇની પાસે કંઈ ન માગવું એવું વ્રત. (ખરી રીતે સુદામાએ કૃષ્ણ પાસે કંઈ માગ્યું નથી એટલે અયાચક વ્રત મૂકયું નથી. છતાં માગવા માટે ઘેરથી આવ્યો એટલે વ્રત તોડયુંજ કહેવાય અને તે છતાં કંઈ મળ્યું નહિ તેથી સુદામાને પસ્તાવો થાય છે.)

**ખોઈ લાખ ટકાની લાજ**—લાખો રૂપીયાના કિંમતની આબરૂ ગુમાવી. (માગવા આવીને મહત્તા ઓછી કરી.)

**૩૫. દામોદરે...ગયા**—સુદામો મરડાટમાં કહે છે કે શ્રી કૃષ્ણે મારા ઉપર એવી દયા કરીકે મને કંઈ આપ્યું તો નહિ પણ ઉલટા મારા ચોખા પણ લઈ લીધા. અર્થાત્ દયા નહિ પણ દુષ્ટતા કરી.

**દામોદર**—(**दामन्** દોરડું+**उदर** પેટ.) જેના પેટે દોરડું બાંધેલું છે તે. (બાળપણમાં મહી વલોવવાની ગોળી ફોડી નાખી હતી તે વખતે જસોદાજીએ કેડે દોરડું બાંધીને ઉખળે બાંધી રાખ્યા હતા તે ઉપરથી. અથવા કેડે કંદોરો હોય છે તે ઉપરથી.)

**મૂળગા**—મૂળમાં પોતાની માલીકીના જે હતા તે પણ. અર્થાત્ લોભથી થોડીક ભેટ આપીને વધારે લેવા આવ્યો, તો જે હતું તે પણ ખોયું.

અહીંથી પછી શ્રી કૃષ્ણની નિંદા આવે છે.

૩૬. **એને**—શ્રી કૃષ્ણને.

૩૭. **બાંધી મઠીને મિત્રાચાર**—સુદામો કહે છે કે જ્યાં મિત્રાચારી હોય ત્યાં બાંધી મૂઠી રાખવી, અર્થાત્ કંઈ આપવા લેવાનો વહેવાર ન રાખવો, નહિ ત્યાં એમાં વિખવાદ થઈ એક બીજાનાં મન ઉચાં થાય છે ને દોસ્તી તૂટવાનો પ્રસંગ આવે છે. "બાંધી મૂઠી લાખની" એવી કહેવત પણ છે. અથવા "બાંધી મૂઠી" એટલે કંજુસ. (**સ. बद्धमुष्टि**). શ્રી કૃષ્ણને કંજુસ થવું છે, કંઈ આપવું નથી, અને દોસ્તી રાખવી છે તે કેમ બને?

**નંદકુમાર**—નંદજીનો પુત્ર શ્રી કૃષ્ણ. (વસુદેવના પુત્ર, પણ નંદરાયને ત્યાં ઉછરેલા માટે.)

૩૯. **પખાળીને**—(प्र+क्षाल्) ધોઈને.

૪૧. **ધૂર્ત**—ધૂતારો.

**લટપટ**—ખુશામત. સુદામો કહે છે કે શ્રી કૃષ્ણે મારી જે સેવા ચાકરી કરી તે મારા ઉપરના પ્રેમથી નહિ, પણ મારા ચોખા ધૂતી લેવાની કળા કરી હતી.

૪૨. નિંદા કર્યા પછી વળી જ્ઞાન થતાં સુદામો કહે છે કે શ્રી હરિ તો મહા દયાળુ છે, એ તો જેનું કંઈ લે છે તેના ઉપકારનો બોજો પોતા ઉપર રાખતા નથી, જે લીધું હોય તેના કરતાં અનેક ગણું પાછું આપે છે. માટે હું એમની નિંદા કરૂં તો મને ધિક્કાર છે. પછી કોનું કોનું શું શું લઇને શું શું આપ્યું તે ગણાવે છે.

૪૩. ગોપીઓનાં મન હરી લીધાં તો તેમને લક્ષ્મીનું સુખ આપ્યું. (સુંદરી શબ્દ ગોપીઓને માટેજ છે.)

૪૪. ઋષિપત્નીઓનું અન્ન ખાધું તો તેમને સાયુજ્ય મુક્તિ આપી.

શ્રી કૃષ્ણ ગોવાળીયાઓ સાથે ગાયો ચરાવવા ગયા હતા તે વખતે બધાને ભૂખ લાગી ત્યારે ઋષિઓના આશ્રમમાં ખાવાનું લેવાને કેટલાક ગોવાળોને મોકલ્યા, પણ ઋષિઓ તે વખતે યજ્ઞ કરવા બેઠા હતા તેથી તેમણે કંઈ ખાવાનું આપ્યું નહિ. ત્યાર પછી ઋષિપત્નીઓ પાસે મોકલ્યા,

એટલે ઋષિપત્નીઓ જાતે ભાતના ટોપલાઓ ભરીને, ઋષિઓએ ના કહ્યા છતાં ત્યાં આવી અને સર્વને જમાડ્યા. તે ઉપરથી ભગવાને તેમને સાયુજ્ય મુક્તિ આપી.

**મુક્તિ—(मुच् ત્યાગ કરવો, છોડી દેવું + ति)** મોક્ષ. જન્મમરણના દુઃખથી છૂટી જવું તે.

મુક્તિ ચાર પ્રકારની છેઃ—

**સામીપ્ય**—ઇશ્વરની સમીપમાંજ નિરંતર રહેવાનું મળે તે.
**સારૂપ્ય**—ઇશ્વરના જેવુંજ રૂપ થઈ જાય તે.
**સાલોકય**—ઇશ્વરના લોકમાંજ રહેવાનું મળે તે.
**સાયુજય**—ઇશ્વરના સ્વરૂપમાંજ પોતાનું સ્વરૂપ મળી જાય તે.

૪૫. **કુબ્જા**—(સં. **कुब्ज** ખુંધું) જેના બરડા ઉપર મોટી ખુંધ નિકળી હોય એવી બેડોળરૂપવાળી સ્ત્રી. કંસની દાસી. શ્રી કૃષ્ણ મથુરામાં ગયા ત્યારે એ કંસને માટે ચંદન ઘસીને લઈ જતી હતી. તે તેણે શ્રી કૃષ્ણને લગાડી દીધું, તેથી પ્રસન્ન થઈ શ્રી કૃષ્ણે તેને પગનો અંગુઠો દાબી માથું પકડીને ઉંચી ખેંચી, એટલે લક્ષ્મીના જેવી રૂપાળી થઈ ગઈ. રામાવતારમાં એ કૈકેયીની દાસી **મંથરા** હતી.

**સમાણું**—સરખું; જેવું.

કુબ્જાનું ચંદન લીધું તો તેના બદલામાં તેને લક્ષ્મીના જેવું રૂપ આપ્યું.

૪૬. **વિદુરની** ભાજી ખાધી તો તેને બદલે તેને મોક્ષ આપ્યો.

**વિદુર**—રાજા **વિચિત્રવીર્યના** ઘરની દાસીને **વ્યાસ**થી ઉત્પન્ન થયેલો પુત્ર. એ બહુ ડાહ્યો ને બુદ્ધિમાન તથા ભગવદ્ભક્ત હતો. **શ્રી કૃષ્ણ** વિષ્ટિ કરવા ગયા ત્યારે **દુર્યોધનના** વૈભવોનો ત્યાગ કરી **વિદુરને** ત્યાં રહ્યા હતા અને તેની પ્રેમની ભાજી ખાઇને સંતોષ પામ્યા હતા. એણે પાંડવોને લાક્ષાગૃહમાંથી બચાવ્યા હતા. નીતિનો એક ઉત્તમ ગ્રંથ એમણે બનાવેલો છે.

૪૭. **કઠોર**—કઠણ; સખત.

સુદામો કહે છે કે એ બધાની પેઠે પ્રભુએ મારા તાંદુલ લીધા તો મને પણ કંઈ આપવું જોઇતું હતું; પણ મારૂં તો નસીબજ ખરાબ એટલે કંઈ ન મળ્યું.

**કૃપા કરી**—દયા કરી. (ચોખ્ખા લઈ લેવાની!).

૪૮. **વિવેક જ્ઞાન**—સારાસાર પારખવાની બુદ્ધિ.

**વિવેક**—( **वि + विज्** જુદું પાડવું ) સારી નઠારી વસ્તુઓ-વાતો જુદી જુદી ઓળખી કાઢવાનો ગુણ.

**નાપ્યું**—ન આપ્યું.

સુદામાને જ્ઞાન થવાથી તે કહે છે કે પ્રભુએ મને ધન ન આપ્યું તે સારૂંજ થયુ. શું સારૂં થયું તે નીચે બતાવે છે.

૪૯-૫૧. ધન મળ્યું હોત તો મદ-અહંકાર ઉત્પન્ન થાત, ને ભગવાનની ભક્તિ ભૂલી જવાત. તેથી દારિદ્ર દુઃખ હરી નં લીધુ એ પ્રભુએ કૃપાજ કરી. કેમકે સુખમાં ક્રોધ અને કામ વ્યાપે છે ને દુઃખમા કેશવરામ-કૃષ્ણ બળદેવ સાંભરે છે.

**કામ**—સંસાર સુખની ઇચ્છા.

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ આત્માના શત્રુઓ ગણાય છે. તેમા પહેલા બે બહુ જબરા છે. જુઓ ગીતા:—

> **काम एष क्रोध एष रजोगुण समुद्भवः**
> **महाशनो महापाप्मा विध्येनमिह वैरिणम् ॥**

૫૨. **સાંભરે**—(**स्मृ** યાદ કરવુ) યાદ આવે; સ્મરણ થાય,

**જ્ઞાન ઘોડે ચડયા**—જ્ઞાનરૂપી ઘોડા ઉપર ચડયા. અર્થાત રસ્તામાં જતા જતા જ્ઞાનના વિચાર કરવા લાગ્યા.

૫૩. **ધામ**—( **स धामन्** ) ઘર, મકાન. (સુદામાનું. નવું થયું તે)

શ્રીકૃષ્ણના ચમત્કારથી સુદામાની ઝુંપડી આગળ મોટા મહેલ બંધાઈ ગયા હતા તેથી તે જોઈને સુદામા ભૂલા પડી ગયા ને વિચારવા લાગ્યા કે મારૂં ઘર ક્યાં હશે?

## કડવું ૧૩મું.

પોતાનાં નવાં મકાન જોઈને સુદામા કેવા તર્કવિતર્ક કરે છે તે આ કડવામાં કવિએ વર્ણવ્યું છે.

૧. **ભાખે**—(**માષ્** બોલવું ઉપરથી. 'ષ'નો 'ખ' થાય છે.) બોલે; કહે.

**હરિગુણ**—હરિના ગુણ, ભગવાનના મહિમાની વાતો.

**ગ્રામ**— (સં.) સમૂહ, ટોળું.

**કંચનધામ**—સોનાનું બનાવેલું મકાન (સુદામાનું).

૨. **ઠામ**—(સ. **સ્થાન**)=ઠેકાણું.

૩. **ભૂલ્યો**—ભૂલો પડયો. ચૂકી ગયો, બીજે જગ્યાએ આવી ચડયો.

**ગ્રામ** (સં.) ગામ.

**ધનવત**—ધનવાળો, પૈસાદાર.

સુદામા કહે છે કે હું મારા મકાનનું સ્થળ ભૂલી ગયો, પણ આ ગામ તો નક્કી મારૂંજ છે.

**એ ભુવનમાં**—સુદામાની ઝુંપડીની જગ્યાએ જે મોટા મહેલ બની ગયા તે મહેલમાં (ભુવનનો અર્થ તો લોક થાય. જેમ, ત્રિભુવન–ત્રણ લોક–સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ. ચૌદ ભુવન–ચૌદ લોક–સાત પાતાળ ને સાત ઉપરના લોક, વગેરે. ઘરના અર્થનો શબ્દ સંસ્કૃતમાં "ભવન" છે તે અહીં જોઈએ. પણ કવિએ "ભવન"ના અર્થમાં અહીં "ભુવન" શબ્દ વાપર્યો છે.)

**જેણે સેવ્યાં ચરણ ભગવંતનાં**—જે પરમેશ્વરના ખરા ભક્ત હશે તે.

સુદામો કહે છે કે કોઈ પુણ્યશાળી ભગવાનના ભક્ત આ ઘરમાં તો વસતા હશે, મારા જેવા કમનસીબને રહેવાને એ ક્યાંથી હોય? અર્થાત્ મારૂં એ ઘર નથી. સ્થાન તો આજ છે, પણ ઘર ક્યાં ગયું? પ્રભુકૃપાથી ઝુપડી ઉડી ગઈ ને મહેલ થઈ ગયા તેની સુદામાને ખબર નથી. પણ કવિએ સુદામાના મુખમાં જે શબ્દો મૂકાવ્યા છે તે વ્યાજબીજ છે, કેમકે એ ભગવાનના પરમ ભક્ત છે ને એ મકાન એમને રહેવાનેજ નિર્માણ થયું છે.

૫. **એવું વિચારી**—ઉપર કહ્યું તે પ્રમાણે વિચાર કરીને.

**વિપ્ર**—બ્રાહ્મણ; સુદામો.

**વળીયો**—મકાન આગળ આવી જોઇને પાછો ફર્યો.

**અવલોકન કરી**—જોઇને; બરાબર તપાસીને.

૬. **ઋષિ**—સુદામો.

**ઇચ્છાઆણી**—ઇચ્છાકરી. (પોતાની ઝુંપડી શોધી કાઢવાની અથવા આ કોનાં મકાન હશે તે જોવાની.)

**તે ભુવન**—જે નવાં મકાન બની ગયાં છે તે.

૭. **સાંસામાં**—સંશયમાં; સંદેહમાં; (સાંસો-**સંશય**). ઝુંપડી અહીંજ હતી કે બીજે કોઇ ઠેકાણે ? અથવા અહીંથી ઝુંપડી ક્યાં જતી રહી અને આ મહેલ શી રીતે થઇ ગયા હશે ? એ કોના મહેલ હશે ? એવા સંદેહમાં પડયા ને દૂર જઇને વિચાર કરવા લાગ્યા.

૮. **પર્ણકુટી**—પાંદડાંની બનાવેલી ઝુંપડી.

૯. **એ**—આ મહેલ બનાવ્યા તે.

**વિશ્વકર્મા**—જગતનો બનાવનાર; દેવનો શિલ્પી; સુથાર લોકોનો મૂળ પુરુષ; બ્રહ્માનો પુત્ર. એનું વાહન હંસનું છે. એણે જગતના પદાર્થોના ઘાટ ઘડેલા છે. (ત્રીજી વિભક્તિ અધ્યાહાર છે.)

**રચના**—(**રચ્** ગોઠવવું;) ગોઠવણ; બનાવટ. (મહેલની)

**પામર**—અજ્ઞાની; ઓછી બુદ્ધિનો; બિચારો. સુદામા કહે છે કે આ મહેલની રચના એવી સુંદર છે કે જાણે તે વિશ્વકર્માએ જાતે ન કરી હોય ! બિચારા મનુષ્યથી એમાંનું શું થઇ શકે ? અર્થાત્ એ મનુષ્યકૃત નથી, પણ દૈવી છે. વાત પણ ખરી છે કેમકે એ ઇશ્વરી ચમત્કારથી એકદમ બની ગયો છે.

૧૦ **વામ દક્ષિણ**—ડાબા જમણી, આમ તેમ. (**વામ**-ડાબું. **દક્ષિણ**-જમણું). પોતાનાં બાઇડી છોકરાંને શોધવાને સુદામાએ હવે ફેરા મારવા માંડયા. આમ તેમ ફરવા માંડયું.

**૧૧-૧૪.** આ લીટીઓમાં સુદામાના નવા મહેલના રાજવૈભવનું વર્ણન છે.

**૧૧. કીર્તિ બોલે**—જશ ગાય; કીર્તિનાં ગાયનો લલકારે.

**કોઇ**—ભાટચારણ વગેરે કીર્તિ ફેલાવનારા.

**હસ્તી**—હાથી. (**हस्त**-હાથ, સુંઢ, ઉપરથી.)

**હયશાળા**—ઘોડા બાંધવાનું મકાન; તબેલો. (**हय**-ઘોડો).

**૧૨. કનક કલશ**—સોનાના લોટા.

પાણી પીવાને માટે સોનાના લોટા ને સોનાનાં બેડાં દાસીઓ ભરી લાવે.

**અયુત**—દશ હજાર.

**સેવક**—નોકર. પહેરો ભરનાર સિપાઈઓ.

**આંગણે**—બહાર ચોકમાં. (સં. **अंगन**).

**૧૩. તાંડવ**—એક જાતનો નાચ; પુરુષનો નાચ, કઠોર નૃત્ય. (તંડુ નામના મુનિએ શોધી કાઢેલો માટે તાંડવ.)

નાચ બે પ્રકારનો છે. તાંડવ અને લાસ્ય. લાસ્ય એ કોમળ નાચ, સ્ત્રીઓનો નાચ છે. મહાદેવ નૃત્ય કરે ત્યારે તાંડવ નૃત્ય કરે છે, અને પાર્વતી નૃત્ય કરે ત્યારે લાસ્ય નૃત્ય કરે છે.

અહીં તાંડવ શબ્દ સાધારણ નૃત્યના અર્થમાં વાપર્યો છે.

**૧૫. છત્રપતિ**—જેને માથે છત્ર-મોટી કિંમતી છત્રી ધરાય તે; રાજા.

સુદામાએ એટલા માટે નિસાસો નાખ્યો કે મારી ઝુપડી અહીં હતી તે તોડી નાખીને જમીન ખુંચી લઈ કોઈ રાજાએ અહીં પોતાના મહેલ બંધાવી દીધા.

**૧૬. આશ્રમ**—રહેવાની જગ્યા; મકાન.

**૧૭. હોમશાળા**—અગ્નિમાં આહૂતિ હોમવાની જગ્યા, અગ્નિહોત્રનો કુંડ.

**રૂદ્રાક્ષમાળા**—એક જાતના ઝાડનાં બીયાંના મણકાની માળા. એ બીયાંના આકાર ગોળ હોય છે ને તેમાં મહાદેવની આંખોના જેવા ધારવાળા

લીટા હોય છે. એ પવિત્ર મનાય છે. શિવમાર્ગીઓ તેને ગળામાં પહેરે છે.

**૧૮. ગોપીચંદન**—દ્વારકાંના ગોપીતળાવની માટોડીના ગોળા. એ માટી પીળા રંગની હોય છે ને સાધુ લોકો તેને પાણી સાથે ઘસીને તિલક કરે છે.

**સન્માર્જની**—(સં. **संमार्जनी. सम्+मृज्** સાફ કરવું) સાવરણી. (દેવમંદિરનો કચરો સાફ કરવાને મોરનાં પીંછાંની, ઉનની કે સણના રેસાની સાવરણી હોય છે.)

**વિપત્ય**—(સં. **विपत्ति**) આફત; દુ:ખ.

બાળકનો પત્તો નથી, હોમશાળા નાશ પામી, સાદડી, ગોપીચંદન, સાવરણી એ બધું જતું રહ્યું, એ વગેરે મોટી આફત. કવિએ અહીં સુદામાની મજાક કરી છે.

**૧૯. દૈવ**—નસીબ.

**ગહન**—ન જાણી શકાય એવી; ઉંડી.

**દીસે**—(**दृश्** જોવું) દેખાય.

**પડયો...આધીન**—સુદામો કહે છે કે જીવ કર્મને આધીન પડેલો છે. એટલે કે પૂર્વજન્મે જે શુભ અશુભ કર્મો કર્યાં હશે તેનાં ફળ તરિકે સુખદુ:ખ ભોગવ્યા વગર છુટકો નથી. એવાં કર્મને લીધેજ આ દુ:ખ આવી પડયું હશે.

**૨૦. વિટંબ**—(સં. **विडंबन**) દુ:ખ; ક્લેશ.

**વેદના**—(સં.) દુ:ખ.

**હુને**—મને. (આવો પ્રયોગ કવિતામાંજ વપરાય છે.)

સુદામો કહે છે કે મને ગરીબને નસીબે એટલો બધો દંડ દીધો કે જેથી મારા ઉપર આવા કુટુંબના દુ:ખની આફત આવી પડી.

**૨૧-૨૨.** સુદામાને પોતાના કુટુંબ ઉપર ને માલમતા ઉપર કેટલો બધો પ્યાર હતો તે આ લીટીઓથી જણાઈ આવે છે. પોતાની વસ્તુઓ ગમે એવી હલકી કિંમતની કે નકારી હોય, તો પણ દરેક માણસને તે બહુ વહાલી લાગે છે તે વાત કવિએ સુંદર રીતે કહી બતાવી છે.

**તુટી સરખી**—ભાગી ગયા જેવી. અરધી પડી ગયેલી.

**લૂંટી સરખી**—કોઈએ લૂંટી લીધી હોય એવી; ચીથરેહાલ; પહેરવાને પૂરાં લૂગડાં પણ ન હોય એવી.

**નાર**—સ્ત્રી. (સુદામાની)

**સડયાં સરખાં**—સડી ગયેલાં હોય એવાં, બહુજ ગંદાં. (ગરીબાઈને લીધે પૂરતો ખોરાક ન મળવાથી બેહાલ થઈ ગયેલાં.)

**ન મળ્યાં બીજીવાર**—સુદામા કહે છે કે એવી ઝુપડી, એવી સ્ત્રી ને એવાં છોકરાં પણ ફરીથી મળ્યાં નહિ. અર્થાત્ તે પણ નસીબે ખુચવી લીધાં. (અતિ દુઃખના ઉદ્ગાર છે.)

૨૩. **સંકલ્પ વિકલ્પ**—તર્કવિતર્ક; જુદી જુદી જાતના વિચાર.

**આવાગમન**—આવવું અને જવું તે. આવાગમન હિંડોળે ચડયા એટલે હિચકો જેમ જાય ને પાછો આવે તેમ સુદામો પણ ત્યાં આગળથી જાય ને પાછા ત્યાં આવીને ઉભા રહે, એમ વારવાર કરવા લાગ્યા.

૨૪ **પંથ**—માર્ગ, રસ્તો.

**નિજ**—પોતાનો.

**કંથ**—( સ. **कान्त. कम्** ચહાવું ઉપરથી ) પતિ: ધણી.

**દૃષ્ટે પડયા**—દૃષ્ટિએ જણાયા; જોવામાં આવ્યા.

ઝુંપડીની જગ્યાએ રાજમહેલ બની ગયા પછી સુદામાની સ્ત્રી, માળની બારી ઉપર બેસીને સુદામા યાચના કરવા ગયા છે તે પાછા આવે તેની વાટ જોયા કરતી હતી, તેના જોવામાં આવી સ્થિતિમાં એકાએક સુદામા આવ્યા. એ તો જાણતી હતી કે પુષ્કળ ધન લઇને એ બહુ ઠાઠમાઠથી આવશે, પણ તે તો હતા તેવા ને તેવાજ પાછા આવેલા એટલે એકદમ નજરે પડયા નહિ.

૨૫. **સાહેલી**—સખી; બેનપણી. અહીં દાસીઓ.

**સહસ્ર**—હજાર.

**સતી**—સુદામાની સ્ત્રી.

**પતિને**—સુદામાને.

૨૬. પોતાને ઘેર પરદેશથી કોઈ સગો, કુટુંબી કે મહેમાન આવે ત્યારે તેના પગ ધોઈ પાદપૂજન કરવાનો પ્રાચીન શાસ્ત્રીય રિવાજ હતો. તે પ્રમાણે સુદામાની સ્ત્રી, સુદામાને આવેલા જોઇને તેમની પાદપૂજા કરવા પાણીની ઝારી ભરીને હજાર દાસીઓને સાથે લઇને જવા લાગી. તેનું તે વખતનું વર્ણન કરતાં કવિ કહે છે કે, જેમ કોઈ હાથણી કોઇના ઉપર કળશ ઢોળવા જાણે જતી ન હોય તેવી તે જણાતી હતી.

અસલના વખતમાં જ્યારે કોઈ રાજકન્યાનો સ્વયવર થતો ત્યારે હાથણીને શણગારી તેના ઉપર રાજકન્યા વરમાળ લઈ બેસતી અને હાથણીની સુંઢમાં પવિત્ર પાણીથી ભરેલો સોનાનો કળશ-લોટો આપવામાં આવતો. પછી હાથણીને ગામમાં છોડી મૂકવામાં આવતી. તે જે પુરૂષના ઉપર પેલો કળશ ઢોળી દેતી તેને રાજકન્યા વરમાળ પહેરાવતી ને તેની સાથે તેના લગ્ન થતાં. એ પ્રમાણે કન્યાના ભાગ્યની પરીક્ષા થતી. વળી કોઇ રાજા અપુત્ર મરી જવાથી રાજગાદી ખાલી પડતી ત્યારે પણ સુંઢમાં કળશ આપીને હાથણીને છોડી મૂકવામાં આવતી ને તે જેના ઉપર કળશ ઢોળતી તેને ગાદી મળતી.

અહીં સુદામાનું ભાગ્ય ખુલવાનું છે એટલે સુદામાની સ્ત્રીને આપેલી ઉપમા વ્યાજબી ઠરે છે. હાથણી કહેવાથી તેની ચાલની સુંદરતા અને તેનું મદોન્મત્તપણું સૂચિત કર્યું છે. અને કળશ રેડવા જવાનું કહેવાથી સુદામાનું ભાગ્ય ખુલવાનું જણાવ્યુ છે. હજાર દાસીઓ સાથે જવાનું કહેવાથી તેના વૈભવની અધિકતા બતાવી છે.

**જળઝારી**—નાળચાવાળો પાણીનો લોટો.

**નારી**—સુદામાની સ્ત્રી.

**હસ્તિની**—(સં.) હાથણી.

૨૭. **હંસગમની**—હસના જેવી ચાલવાળી. ( બ. વી. સ. )

**હર્ષ**—હરખ; આનદ. ( પોતાના પતિનાં દર્શન થયા માટે ).

**પુરણ**—( સ. **પૂર્ણ** ) પૂરેપૂરો; ઘણો.

**અભિલાષ**—( સં **अभि+लष्** ઈચ્છવું ) ઇચ્છા. (ભેગાં મળી વૈભવ ભોગવવાની )

૨૮. **ઝાંઝર**—પગમાં પહેરવાનું ઘુઘરીઓ વાળું ઘરેણું.

**ઝમકે**—ઝમક ઝમક અવાજ થાય.

**ઘમકે**—ઘુઘરીનો અવાજ થાય તે.

**વાજે**—વાગે; અવાજ થાય.

**અણુવટ**—પગના અંગુઠાએ પહેરવાનું ઘરેણું.

**વીંછીયા**—પગનાં આંગળાંએ પહેરવાનું ઘરેણું; માછલીઓ (એ બધું ચાંદીની સાંકળી અને ઘુઘરીઓથી જડેલું હોય છે. )

આ લીટીમાં સુદામાની સ્ત્રીનું વર્ણન છે.

૨૯-૩૦ સ્ત્રીને પોતાના તરફ આવતી જોઇને સુદામાના મનમાં જે કલ્પના થાય છે તે કવિ વર્ણવે છે.

સુદામાએ જાણ્યું કે આ મહેલમાં રહેતા રાજાની રાણી, કે ઇંદ્રાણી, કે રુક્મિણી, કે સાવિત્રી, કે સરસ્વતી, કે પાર્વતી દેવી સામે આવે છે કે શું ? અર્થાત્ એ દેવીઓના જેવી તે રૂપાળી હતી.

**સાવિત્રી**—બ્રહ્માની સ્ત્રી.

**શક્તિ શિવશંકરતણી**—મહાદેવની શક્તિ; પાર્વતી.

૩૧. **પદ્મિની**—ઉત્તમ જાતની બહુજ રૂપાળી સ્ત્રી; શૃંગાર શાસ્ત્રમાં કહેલી સ્ત્રીઓની ચાર જાતો-પદ્મિની, ચિત્રિણી, હસ્તિની ને શંખિની-તેમાંની પહેલા પ્રકારની સ્ત્રી. અહીં સુદામાની સ્ત્રી.

૩૨. **પાલવ**—(સં. **पल्लव**) લૂગડાનો છેડો.

**ગ્રહ્યો**—(**ग्रह्** પકડવું) ઝાલ્યો.

**ઋષિજી**—સુદામો. સુદામાની સ્ત્રીએ મહેલમાં તેડી જવાને લૂગડાનો છેડો પકડયો, ત્યારે સુદામા ચમકયા અને ક્યાં લઈ જાય છે એમ જાણીને

નાસવા લાગ્યા. સ્ત્રીનું રૂપ બદલાઈ ગયેલું હોવાથી પોતે પોતાની સ્ત્રીને ઓળખતા નથી.

૩૩–૩૪. સુદામાની મનોદશાનું વર્ણન છે. કોઈ અજાણી સ્ત્રીએ પોતાના લૂગડાનો છેડો ઝાલ્યો એમ જાણીને સુદામા ભયભીત થઈ જાય છે.

૩૫–૪૦. આ લીટીઓમાં સુદામા પિતાનો નિષ્કપટભાવ પ્રદર્શિત કરે છે અને પોતાને છોડી દેવાની પ્રાર્થના કરે છે.

સુદામા છૂટવાને કહે છે કે, હું તો અહીં અમસ્થો આ નવાં ઘર જોવાને ઉભો હતો, મારા મનમાં કંઈ કપટ નથી. તમે જુવાન સ્ત્રીઓ, હું ઘરડો, લોકમાં ખરાબ દેખાય. મને ભોગની–વૈભવની ઇચ્છા હોય તો પરમેશ્વરના સોગન છે. માટે મને જવાદો, તમારૂં કલ્યાણ થશે. અહીં કોઈ પુરૂષ નથી તેથી સ્ત્રીઓનું રાજ્ય જણાય છે; મને શા માટે દુઃખ ઘાછો ? હે પાપણીઓ છોડીદ્યો, નહિ તો તમને પરમેશ્વર પૂછશે અર્થાત્ મને પજવશો તો પ્રભુ તમારૂં ભલું નહિ કરે.

૩૫. **સેજે**—સહજ, અમસ્થો.

**કપટવિચાર**—કપટનો–દગો દેવાનો–ખરાબ વિચાર.

૩૬. **વૃદ્ધ**—ઘરડો.

**જોબન**—( સં. **યુવન્** ) જુવાન.

(સં. **યૌવન** ઉપરથી "જોબન" શબ્દ "જુવાની"ના અર્થમા નામ તરિકે વપરાય છે. અહી કવિએ વિશેષણ તરિકે વાપર્યો છે.)

**કઠણ**—અઘરો; મૂસ્કેલ. (સં. **कठिन**).

**લોકાચાર**—લોકોનો રિવાજ. ( પુરૂષે પારકી સ્ત્રી આગળ ઉભા રહેવું તે લોકાચારથી વિરૂદ્ધ છે એટલે કઠણ કામ છે. )

૩૭. **ભોગાસક્ત**—ભોગને વિષે આસક્ત. વૈભવ ભોગવવાની કામનાવાળો. ( સ. ત. પુ. સ.)

**આણ**—( સં. **आज्ञा** ) સોગન; દુહાઇ.

૩૮. **દમો છો**—દુઃખ ઘોછો. ( **दम्** દમવું; પીડવું ).

**તમને હજો કલ્યાણ**—તમારૂં ભલું થજો. (મને છોડી મૂકશો તો).

૩૯ **સ્ત્રીનું રાજ્ય**—બધી સ્ત્રીઓજ જ્યાં રહેતી હોય ને સ્ત્રીઓજ અમલ ચલાવતી હોય તેવું રાજ્ય. ત્રિયારાજ્ય.

(પાછળ કહ્યું છે કે "ઉભા અચુત સેવક આંગણે" ને અહીં કહે છે કે, "આંગણામાં કોઇ નર નથી." આ પરસ્પર વિરૂદ્ધ લાગે છે.)

૪૦. **હુંને**—મને.

**કાં આણોછો વાજ્ય**—શા માટે દુઃખી કરો છો?

૪૧. સુદામાની સ્ત્રીએ જાણ્યું કે આ ઓળખતા નથી; તેથી ઓળખાણ આપીને કહે છે કે, જો જો, વખતે શાપ દઇ બેસતા.

**રખે દેતા શાપ**—શાપ દેશો નહિ.

**રખે**—( નિષેધના અર્થમાં ).

**શાપ**—બદદુવા. કોઇનું કઇ ખરાબ થઇ જવાનું વચન બોલવું તે. (પુણ્યવાન માણસોનાં એવાં વચન ફળે છે ને સતાવવામાં કે અપમાન કરવામા આવે ત્યારેજ તે શાપ દે છે. શાપથી ઉલટું આશીર્વાદ; રાજી થાય ત્યારે ભલુ થવાનુ કહે તે.)

૪૨. **શ્રીકૃષ્ણ ચરણ પ્રતાપ**—શ્રી કૃષ્ણના ચરણના પ્રતાપથી; તેમની સેવા કરવાના પુણ્યવડે; પ્રભુના અનુગ્રહથી.

સુદામાની સ્ત્રી કહે છે કે શ્રી કૃષ્ણ ભગવાનના પ્રતાપવડે કરીને આપણાં દળદર ફીટી ગયાં ને આ નવાં ઘર થઇ ગયાં, માટે હવે ઘેર ચાલો.

**ચરણ**—પગ.

**પ્રતાપ**—( **प्र** + **तप्** તપવું ) તેજ, પ્રભાવ.

૪૩-૪૪. શુકદેવ પરીક્ષિત રાજાને કહે છે.

**ભૂપ**—(**भू** પૃથ્વી + **प** પાલણ કરનાર. **पा** પાલણ કરવું ઉપરથી.) પૃથ્વીનું પાલણ કરનાર, રાજા.

**પોળમાં**—મહેલના દરવાજામાં. ( પોળનો અર્થ જેમાં ઘણાં ઘર આવેલાં હોય એવી શેરી કે ફળિયું થાય. પોળને દરવાજો હોય છે માટે અહીં કવિએ પ્રવેશમાર્ગ–દરવાજાના અર્થમાં વાપર્યો છે.)

**૪૫. જરા**—ઘડપણ.

**૪૬. બેલડીએ વળગ્યાં**—એક બીજાના ખભે હાથ મૂકીને સાથે સાથે ચાલ્યાં.

**દંપતી**—પતિપત્ની.

**કામજોડું**—કામદેવ અને તેની સ્ત્રી–રતિ, એ બેનું જોડું.

**લજાવીયું**—શરમાવ્યું. અર્થાત્ કામદેવ અને રતિના કરતાં પણ આ બેનું જોડું રૂપમાં ચઢી જાય.

---

## કડવું ૧૪મું.

આ કડવામાં સુદામાના નગરનું ને તેના રાજવૈભવનું વર્ણન છે. અને કાવ્યની પૂર્ણતા પણ અહીંજ થાય છે.

**૨. રાજ્ય શોભાએ ભર્યાં**—રાજાના જેવી શોભાવાળાં બન્યાં. રાજવૈભવ ભોગવવા લાગ્યાં.

**દુઃખ દોહલાં**—ઘણાં કઠણ દુઃખો.

**૩. દોહલાં**—દુઃખો.

**સોહલાં**—સુખો.

**લક્ષ્મીવડે**—દ્રવ્ય સંપત્તિથી.

**૪. લક્ષ**—લાખ. ( ૧૦૦૦૦૦ ).

**જજ્ઞ**—( સં. यज्ञ ).

ભગવાને સુદામાના એક મૂઠી ચોખા લીધા તેનું જે ફળ આપ્યું તે ફળ લાખો યજ્ઞ કરવાથી પણ મળતું નથી. એટલો બધો પ્રભુએ તેના ઉપર અનુગ્રહ કર્યો.

૫. **વસન**—લૂગડાં. (સં. **वस्** વસવું ઉપરથી.)

**વાહન**—(**वह्** વહેવું, લઈ જવું) ઉપર બેસીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાનું સાધન-ગાડી, ઘોડા, હાથી, પાલખી વગેરે.

**ભોજન**—( **भुज्** ખાવું ) ખાવાના પદાર્થો.

**ભુષણ**—( **भूष्** શણગારવું. ) શણગાર; ઘરેણાં.

**ભવ્ય**—( **भू** થવું, હોવું. ) મોટું; ભારે.

**ભંડાર**—( સ. **भाण्डागार** ) ખજાનો.

૬. **ચામર**—( સં. ) ચમર.

**આસન**—( **आस्** બેસવું. ) બેઠક. અહીં દેવને કે રાજાઓને બેસવા લાયક ઉત્તમ કારીગરીવાળાં કિંમતી સિંહાસનો; ચાંદી સોનાની બેઠકો-પાટલા વગેરે.

**છત્ર**—( **छद्** ઢાંકવું ) છત્રી. ( કિંમતી કપડાની ).

એક છત્ર અને બે ચામર એ રાજચિન્હ ગણાય છે, તે સુદામાને પ્રાપ્ત થયાં હતાં. જુઓ રઘુવંશઃ-**शशिप्रभंछत्रमुभेच चामरे.**

**ઇંદ્રનો અધિકાર**—ઇંદ્રના જેટલો અધિકાર-રાજસત્તા સુદામાને પ્રાપ્ત થયાં હતાં.

૭. **ઝમકે**—ઝળકે શબ્દ જોઈએ. ઝમકવું એટલે તો અવાજ થવો, મીનાકારી કામનો અવાજ ન હોય પણ ચળકાટ હોય.

**મીણાકારી**—મીનાકારી; મીનાની કારીગરી વાળું.

૮. **સ્ફટિકમણિ**—( સ. **स्फटिक.** ) એક જાતના કિંમતી ધોળા પત્થર.

**સ્તંભ**—થાંભલા. (થાંભલામાં સ્ફટિક મણિ જડ્યા છે અથવા સ્ફટિકનાજ થાંભલા છે એવો અર્થ લેવાનો છે.)

**કૈલાસ**—મહાદેવનું ધામ-નિવાસ સ્થાન. હિમાલય ઉપર કૈલાસ પર્વત છે તેના ઉપર મહાદેવનું ધામ છે એમ કહેવાય છે, હમેશાં બરફથી આચ્છાદિત હોવાથી એ સફેતજ દેખાયા કરે છે. એની શોભા અલૌકિક છે.

**ધામ**—મકાન; નિવાસ સ્થાન. (સુદામાનું.)

૯. **ભાવ**—રચના; શોભા. (**ભૂ** થવું). સુદામાના નગરની રચના જોઈને સાક્ષાત્ બ્રહ્મા અને વિશ્વકર્મા પણ વિસ્મય પામીને વિચારમાં પડી જાય, કે અમારાથી પણ ન બને એવી આ મકાનની અલૌકિક રચના કોણે કરી હશે? ભગવાનની માયાથી બની ગયેલું એટલે અદ્ભુતજ હોય.

૧૦. **ઝવેર**—જવાહિર. બધી જાતનાં રત્નો.

**જોત્ય**—(સં. **ज्योति**) તેજ; પ્રકાશ. મકાનમાં જડેલાં રત્નોની જ્યોતિ આંખને આંજી નાખે એવી હતી.

૧૧. **કનકનાં**—સોનાનાં.

**પાત્ર**—વાસણ.

૧૨. **કોણમાત્ર**—શા હિસાબમાં. અર્થાત્ કુબેરથી પણ એનો વૈભવ ચઢી જાય. સરખાવો કડવું. ૧૧. લીટી. ૪૯.

૧૩. **જાચક**—(સ. **याचक**) માગણ, ભાટ, ચારણ વગેરે; ભીખારી.

**જુથ**—(સ. **युथ**) ટોળું; સમૂહ.

**નિર્મુખ**—અવળે મોઢે; હાલે હાથે. કંઈ પણ લીધા વગર.

૧૬. **કોટિધ્વજ**—કરોડપતિ.

**લક્ષદીપ**—લક્ષાધિપતિ.

**અકાળમૃત્યુ**—આવરદા પૂરી થયા વગર અકસ્માતથી મૃત્યુ થાય તે.

૧૭. **યદ્યપિ**—(**यदि+अपि**) જો કે.

**ઉદાસ**—આસક્તિ વગરના; અભિમાન વગરના. એ વૈભવને ને મારે કંઈ લેવા દેવા નથી, એમાં મારૂં કંઈ નથી, સૌ પ્રભુનું આપેલું ને પ્રભુનું છે એવા વિચારના. સપત્તિ છતાં વૈરાગ્યવાન.

૧૮. **વિજોગ**—(સં. **वियोग**.) છેટા–દૂર રહેવું તે. ભોગનો વિજોગ રાખે એટલે કે વૈભવો છતાં આસક્તિથી કોઇપણ ભોગ ભોગવે નહિ. ભોગ વિલાસમાં મન લુબ્ધ ન થઈ જવા દે. ભોગ ઉપર પ્રેમ ન રાખે.

**ગૃહસ્થ**—(**गृह** ઘર+**स्था** રહેવું) હિંદુઓના ચાર આશ્રમો:–બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ પૈકી બીજો આશ્રમ. વિદ્યાભણી રહ્યા પછી બૈરી પરણી ઘર માંડીને રહેવું ને ઘર સંસાર ચલાવવો તે.

**સન્યાસ**—(**सम्+नि+अस्** સારી પેઠે ત્યાગ કરી દેવો.) સંસારની સર્વ વસ્તુઓનો મનથી પણ ત્યાગ કરી દઈ ભગવાં પહેરી સાધુ થઈ જવું ને પરમેશ્વરની ભક્તિમાંજ દિવસ ગુજારવા તે.

સુદામા ગૃહસ્થાશ્રમ માંડીને રહ્યા હતા છતાં સન્યાસીની પેઠે વર્તતા હતા.

૧૯. **વેદાધ્યયન**—( **वेद+अध्ययन**. **अधि+इ** અભ્યાસ કરવો.) વેદનો અભ્યાસ કરવો તે. વારંવાર વેદ ભણ્યા કરવા તે.

**અગ્નિહોત્ર**—અગ્નિમાં હોમ કરવો તે. બ્રાહ્મણના ઘરમાં પવિત્ર અગ્નિનો કુંડ હોય છે ને તેમાં રોજ વેદના મંત્રો ભણીને આહુતિ આપવામાં આવે છે તેને અગ્નિહોત્ર કહે છે. એવો અગ્નિહોત્ર રાખનાર બ્રાહ્મણ અગ્નિહોત્રી કહેવાય છે ને તે બહુ પવિત્ર ને પૂજ્ય મનાય છે. શ્રીમંત બન્યા છતાં સુદામાના ઘરમાં અગ્નિહોત્ર હતો ને તે અગ્નિહોત્રી હતા.

**હોમે**—(**हु** હોમવું) આહુતિ આપે.

**ધ્યાન**—(**ध्यै** ધ્યાન કરવું) મનમાં પ્રભુનું સ્વરૂપ ખડું કરીને જોયા કરવું તે.

૨૦. **માળા ન મૂકે**—હાથમાં માળા રાખીને હમેશાં પ્રભુના નામનો જપ કર્યા કરે.

**વૈષ્ણવ**—(**विष्णु+अ**) વિષ્ણુના ભક્ત.

**ભગવાન**—અહીં સુદામો.

૨૨. **ભવદુ:ખ**—સંસારનું દુ:ખ; જન્મ મરણ રૂપી દુ:ખ.

**વામે**—ટળે; મટી જાય.

**માધવરાય**—ભગવાન. (ક. ધા. સ.)

૨૩. **વીરક્ષેત્ર**—(**वीर** બહાદુર, લઢવૈયો+**क्षेत्र** સ્થાન) વીર પુરૂષોનું સ્થાન; વડોદરા શહેરનું બીજું નામ. કવિનું નિવાસ સ્થાન.

૨૪. **ચતુર્વિંશી**—(**चतुर** ચાર+**विंशति** વીસ=ચોવીસ) ચોવીશા જ્ઞાતિના બ્રાહ્મણ. બ્રાહ્મણોની એક ન્યાત

**જ્ઞાતિ**—(**ज्ञा** જાણવું+**ति**) જાતિનો એક પેટાભેદ. ન્યાત.

**ભટ**—કવિની અટક.

૨૫. **નિદાન**—નક્કી; નિશ્ચે.

૨૬. **તૃતીયા**—ત્રીજ.

**ભૃગુવાર**—શુક્રવાર. (**भृगु**–શુક્રાચાર્ય. તેમના નામનો જે વાર તે શુક્રવાર )

**પદબંધ**—કાવ્યમય રચના; અમુક રાગ, તાલ, ને માપની નિયમિત વાક્ય રચના (પદનો અર્થ ચરણ અથવા પગ થાય. કવિતામાં દરેક લીટીને ચરણ કહે છે અને બે ચાર કે વધારે ચરણની એક કડી થાય છે. દરેક ચરણ અમુક અક્ષર કે માત્રાના બંધન–માપનું હોય છે, ને તે અમુક રાગે ગાઈ શકાય છે. એવી રીતે માપવાળાં ચરણમાં કોઇ લખાણ કરવું તે પદબંધ કહેવાય.)

**આખ્યાન**—( **आ** + **ख्या** કહેવું ) કથા, વાત.

**કીધું**— ( **कथ्** કહેવું ) કર્યું.

૨૭. **ઉદર નિમિત્તે**—પેટને માટે. (**उदर** પેટ+**निमित्त** કારણ.)

**સુરત શોધ્યું**—સુરત શહેરમાં રહીને ધંધો કરવો પડયો. ધંધાને માટે સુરત શહેર શોધવું પડયું.

**નંદરબાર**—ખાનદેશમાં આવેલું એક શહેર.

૨૮. **નંદીપુરા**—નંદરબારનું એક પરૂં.

**કીધીકથા**—કથા કહી. ( સુદામાની )

**જથાબુદ્ધિ અનુસાર**—જેટલી બુદ્ધિ હતી તે પ્રમાણે.

**જથા**— (સં. **यथा**) જેમ, જેટલું.

**અનુસાર**—( **अनु** પાછળ + **सृ** જવું ) કોઈની પાછળ પાછળ જવું તે. (બુદ્ધિ અનુસાર એટલે બુદ્ધિની પાછળ પાછળ જવું, અર્થાત્ બુદ્ધિ પ્રમાણે.)

**બુદ્ધિ**—(**बुध्** જાણવું+**ति** ) જ્ઞાન: મનની શક્તિ; વસ્તુનો નિશ્ચય કરાવનારી જ્ઞાન શક્તિ.

**૨૯. બુદ્ધિ માને**—(**मान** = માપ. **मा** માપવું ઉપરથી ) બુદ્ધિના માપ પ્રમાણે; જેટલી બુદ્ધિ ચાલી તેટલી.

**કરનારે**—બનાવનારે; પરમેશ્વરે.

**લીલા**—રમત.

**૩૦. મિથ્યા**—નકામુ; ફોગટ.

**શ્રોતા**—(**श्रु** સાંભળવું) સાંભળનાર. કથા સાંભળનાર લોકો.

**જે હરિ**—શ્રી હરિની જય. (દેવની જે બોલવી તે.)

પ્રેમાનંદ કહે છે કે શ્રી હરિની જે બોલો. કેમકે તેજ ખરો કર્તા છે. તેણેજ આ લીલા (ગ્રંથ બનાવવા રૂપ) કરી છે, જગત બનાવવા રૂપ લીલા કરી છે તેમ એ બધી પ્રભુની લીલાજ છે. કર્તા તરીકે પ્રેમાનંદ ભટ્ટનું નામ તો મિથ્યા છે, કર્ત્તા તો તેજ પ્રભુ છે. પ્રેમાનંદે તો તે પ્રભુની પ્રેરણાથી પોતાની બુદ્ધિ પ્રમાણે એક કથાજ કરી છે. અથવા પ્રેમાનંદ કવિ કહે છે કે મેંતો મારી અક્કલ પ્રમાણે નાનાં છોકરાં રમત કરે તેમ ફક્ત આ એક રમત-કથા કરી છે, કાવ્ય નથી, જેથી ભટ પ્રેમાનંદ એવું મોટું નામ મારે માટે નકામું છે. શ્રી હરિની જે બોલો કે તેની પ્રેરણાથીજ આ થયું છે.

કવિનું કેટલું બધું નિરભિમાનપણું છે તે આ છેલ્લી ત્રણ લીટીઓ ઉપરથી જણાય છે. પોતે મહા કવિ છતાં કર્ત્તાપણું પોતે લેવાની ના પાડે છે અને પોતાના ગ્રન્થને કાવ્ય નહિ પણ આખ્યાન કહે છે, તથા કવિતાને પદબંધ કહે છે.

---

# નરસિંહમહેતાકૃત સુદામાચરિત્ર.

## ૧

જદુપતિ નાથ તે, મિત્ર છે તમતણા, જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીત પૂરવતણી, હેત ધરશે હરિ, મનના મનોરથ સફળ થાશે. જદુપતિ.

ઘેર બાળક સહુ, દુઃખ પામે બહુ, અન્ન ને વસ્ત્રથી રહે છે ઊણા;
નિરધન સરજ્યાં, પુણ્ય કીધા વિના, કર્મના દોષ તે આવી પૂગ્યા. જદુપતિ.

જદુપતિ જાદવો, ભક્તિવશ માધવો, કરશે કરુણા પ્રભુ દીન જાણી.
ગોમતીસ્નાનથી, કોટી અઘ નાસશે, નિર્ખતાં કૃષ્ણને પ્રેમ આણી. જદુપતિ.

કૃષ્ણને હળીમળી, શીઘ્ર આવો વળી, જાણશે દુઃખ અંતરજામી;
વિનતિ મનમા ધરો, આળસ પરહરો, સહાય થાશે નરસૈંનો સ્વામી. જદુપતિ.

## ૨

સાંભળો ભામિની, કાન ધરી કામિની, કવણ કહાવું હું કૃપણ પાપી.
ત્રિભુવન નાથ તે, મહીપતિ માધવો, કેમ બોલાય ત્યાં વાત ચાંપી. સાંભળો.

દિવસ ઝાઝા થયા, બાલપણને ગયા, નરપતિ નવ પ્રીછે પ્રીત જુની;
દુર્બલ રંક હું, ભિક્ષુક બાપડો, નવ લહું ચોકશી ખોટી ચુની. સાંભળો.

ઉગ્રસેન અક્રૂર, ઓદ્ધવ છે ત્યહાં, બળિભદ્ર ને અનિરૂદ્ધ પાસે;
કોટી જોદ્ધા જ્યહાં, ઉભો રહીશ ક્યાં, કોણ આવી મારો હાથ સહાશે. સાંભળો.

જડિત રત્નો મણિ, કાંતિ ભાસે ઘણી, તિમિર નાવે તેની જ્યોત પાસે;
ત્યાં કેમ બોલી શકું, વેણુ વદતો થકું, ધમણ ધમતો રહું શ્વાસોશ્વાસે. સાંભળો.

માન બેસી રહો, સુખ દુઃખ સઉ સહો, ભોગવો કર્મ જે ભાગ્ય ચોંટયું;
હરિજન લોક તે, છાને લવતાં રહે, નરસૈંના સ્વામીનું બિરદ મોટું. સાંભળો.

૩

સ્વામિ સાચું કહ્યું, બોલવું નવ રહ્યું, કથનાં વચન તે વેદ વાણી;
ભવતણું નાવ તે, ભક્તિ ભૂધરતણી, નેહ હું પ્રીછવું સ્નેહ આણી. સ્વામિ.

નથી હરિ વેગળા, ભક્તિ ભાવે મળ્યા. રાય ને રંક તે એક ધાટે;
લખપતી કોટિધ્વજ. મન નાણે રતી, શક્ર સરખા સાંહાં નહિરે સાટે. સ્વામિ.

બ્રહ્મણ્ય દેવ, દયાળ શ્રીકૃષ્ણજી, નિજ જન જાણીને શુદ્ધ લેશે;
પ્રીતની રીત તે, જાય નહિ વીસરી, બાળલીલાતણા ચરિત્ર કહેશે. સ્વામિ.

નથી કાંઈ ઓઢવા, ભેટ કંઈ લઈ જવા, કેમ કરી જાણશે કૃષ્ણકામી;
દત્ત નથી આપણું, વદન લજ્જામણું, નિરખતાં લાજે નરસૈંનો સ્વામી. સ્વામિ.

૪

વિનતિ વળી કહું, ભેટ લાવી દઉં, પોતીએ તાંદુલ ગાંઠ બાંધ્યા,
જાણશે થોડે ઘણું, ભાવ ભોજનતણું, ધન્ય શ્રીકૃષ્ણસું સ્નેહ સાંધ્યા. વિનતિ.

ભીલડીનાં બોર તે, ભાવે આરોગીઆ, જૂઠું અન્ન આહિરનું લીધું;
ભક્ત વિદૂરની, ભાજી ભાવે જમ્યા, ભૂપનું નોતરૂં પાછું કીધું. વિનતિ.

પેરે પેરે પાંડવ, કષ્ટ નિવારીઆં, ભક્ત કારણ કઈ દુષ્ટ તાર્યા;
ઊંચ ને નીચનું, એને છે પારખું, પતિત અધમિ કઈ કોટી તાર્યા. વિનતિ.

ભક્તિવશ વિઠ્ઠલો, સંત સાથે મળ્યો, સમોવડને નવ ચૂકે ટાણે;
સત સમરે ત્યહાં, આવી ઊભા રહે, ભક્તના મનતણો ભાવ જાણે. વિનતિ.

જાઓ વેગે કરી, નિરખો મુક્તિપુરી, ધન્ય ધન્ય તારૂણી સ્નેહ ન્યાળો;
નરસૈંના નાથને, નિરખો નિશ્ચય કરી, કામનીએ કથને બાંહે ઝાલ્યો. વિનતિ.

૫

ચાલીઓ વાટમાં, જ્ઞાનના ઘાટમાં, મિત્ર મોહનતણું નામ લેતો;
ધન્ય એ નાર અવતાર સુફલ કર્યો, કૃષ્ણ હે કૃષ્ણ મુખ એમ કહેતો. ચાલીઓ.

માગવું મૃત્યુ પ્રમાણ છે પ્રાણિને, લોભ કીધે ત્યાંહાં પ્રીત તૂટે;
કહ્યું મેં અબલા, સુખે બેસી રહો, માગતાં તો બધો મર્મ છૂટે. ચાલીઓ.
માગિયું મેં નથી, શું મુખે કહું કથી, ભોગવું કર્મ જે ભાગ્ય લાવ્યો;
શ્રીપતિનાથે મને રંક સરજાવીઓ, એમ કરતો દ્વિજ દ્વાર આવ્યો. ચાલીઓ.
આવી ઊભો રહ્યો, કંઠ ગદ્દગદ થયો, કોટી સૂરજ શશિ જ્યોત ભાસે;
ઉર દયા આણીને હરિજન જાણીને, પોળીએ જઈ કહ્યું કૃષ્ણ પાસે. ચાલીઓ.
મંદિરે તેડીઆ, ચાલીને ભેટીઆ, ત્રિવિધના તાપ તે સર્વ નાઠા;
હેમસિંહાસને, લેઈ બેસાડીઆ, તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટાં. ચાલીઓ.
તેલ ફૂલેલ મર્દન કરાવીઆ, શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું;
કનકની પાવડી, ચરણ આગળ ધરી, કૃષ્ણે ચરણોદક શીશ લીધું. ચાલીઓ.
પુનિત પીતાંબર, પહેરવા આપિયું, કનકને થાળે પકવાન્ન દીધાં,
ભાવતાં ભોજન કૃષ્ણ હાથે કર્યાં, લીધું આચમન ને કાજ સીધાં. ચાલીઓ.
કૃષ્ણે પલંગ પર, પોતે પધરાવીઆ, દધિસુતા વીંજણે વાયુ ભરતાં;
સત્યભામાદિક, નારી નિરખી રહી, નરસૈંનો નાથ પદસેવ કરતાં. ચાલીઓ.

૬

ભાગ્ય જે જો બાઈ, કૃપણ ભિક્ષુકતણું, રુક્મણી આદિ સો નારી બોલે:
હળધર જોગ્ય તે, ભોગ પહોંચાડીઆ, અજ અંબરીષથી અધિક તોલે. ભા.
આ કૃપણરૂપ તો, પ્રગટીયું ક્યાં થકી, વસ્ત્ર મેલાં દીસે કર્મ ફૂટયો;
ત્રિગુણને દુર્લભ, સેજ રમાતણી, વશ કરી નાથને પાપ છૂટયો. ભા.
અંગ અતિ કમકમે, ધમણ મ્હોડે ધમે, ઉધરસે ને વળી નાક લૂતો;
જો જો કૌતક હરી, દેહ દશા ફરી, કૃપણ તે કૃષ્ણને સંગ સૂતો. ભા.
પહોડીને ઉઠીઆ, સ્નાને બેસાડીઆ, વદન પખાળવા નીર દીધું;
કનક ઝારી ભરી, શીત જળ આપીઉ, કનક કટોરે તે પાણી પીધું. ભા.
શ્રીમુખે બોલીઆ, કહોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગૃહધર્મ કીધો;
કુશળ છે બાલગોપાલ સહુ તમતણાં, ભાગ્ય મોટું મને ચિત્ત લીધો. ભા.

ગૃહસ્થના ધર્મમાં, હુંય વળગી રહ્યો, હું તે મારી વળી ગત્ય ભૂલ્યો;
મિત્ર સુદામાની શુદ્ધ લીધી નહીં, કામિની કેફમાં હું જ ડૂલ્યો. ભા.
સાંદીપનિ ગોરને ઘેર આપણ ભણ્યા, ધન્ય ધન્ય દિવસ તે સફળ કહાવ્યો;
એક રેંણી રહ્યા, વન વિષે આપણે, સર્પણ ભાંગતાં મેઘ આવ્યો. ભા.
અન્ન લીધા વિના, ભૂખ્યા બેસી રહ્યા, ગોરાણીએ આપણી પીડ જાણી;
વિસરી તે ગયું કે, તને સાંભરે સાંદીપનિ ગોરની અચળ વાણી. ભા.
ભાભીએ ભેટ જે, મોકલી મુજ ભણી, ભાવશું ભાઈ તે લાગે મીઠી;
સંકોચતો ગાંઠડી, વિપ્ર આઘી ધરે. નરસૈંના સ્વામીએ નજરે દીઠી. ભા.

૭

છપ્પન ભોગ જ્યાં, કવણ તાંદૂલ ત્યાં, આપતાં કર સંકોચ આવે;
જે રે જોઈએ તે, આવી મળે કૃષ્ણને, તાંદૂલ ભેટ તે તુચ્છ કહાવે. છ.
(પણ) ધાઈ લીધા હરી, મુઠ્ઠી તાંદુલ ભરી, પ્રેમે આરોગીઆ તૃપ્તિ પામી;
ઇંદ્રિ કુબેરથી, અધિક વૈભવ કર્યો, રુકમિણી કર ગ્રહ્યો શીશ નામી. છ.
એક રહ્યા અમો, એક બીજા તમો, ભકતને અઢળક દાન કરતાં;
પ્રમદાએ પ્રેમનાં, વચન એવાં કહ્યાં, હાથ સહાયો ત્રીજી મુઠ્ઠી ભરતાં. છ.
વનિતા વચન તે, વિપ્ર સમજ્યો નહીં, ચાલવા ઘર ભણી શીખમાગી;
નરસૈંને નાથે દુર્બળપણું ટાળિયું, ભૂખનાં દુઃખની ભીડ ભાગી. છ.

૮

વિપ્ર ચાલ્યાવળી, કૃષ્ણ સાથે મળી, ચિત્તમાં શોચી વિચાર કરતો;
આપ્યું તો કાંઈ નહીં, ત્રીઠ જાણી નહીં, તે તણો શોચ હૃદયેજ ધરતો. વિપ્ર.
અષ્ટ મહા સિદ્ધિતણી, રિદ્ધિ નવ નિધિતણી, સંપત્તિમાં રહ્યો ભોગ માણી;
કામની કથને હું, દ્વારિકાં આવીઓ, અમતણી ત્રીઠ તો નવ જાણી. વિપ્ર.
બાલ ગોપાલ જે, વાટ જોતાં હશે, તેહને જોઇ અમો શુંય કહેશું;
મિત્ર મોહનતણું, હેત જ્યારે પૂછશે, કામનીને ઉત્તર કેમ દેશું. વિપ્ર.

એમ ચિંતા કરે, નેત્રથી નીર ઝરે, કર્મની વાત મનમાંહ ધારી;
નરસૈંનો નાથ તો, અતિ ઘણો લોભિઓ, પીતાંબરી પણ લીધી ઉતારી. વિપ્ર.

૯

ધન્ય તું ધન્ય તું, રાય રણછોડજી, દીન જાણી મને માન દીધું;
નહિ મુજ જોગ તે, ભોગ પહોંચાડીઆ, અજ અંબરીષથી અધિક કીધું. ધન્ય.
કનકને આસને, મુજને બેસાડીઓ, રુક્મિણી કૃષ્ણનો હાથ સહાતાં;
હેત કરીં કરીં હરિ, ચરણ તળાસીઆ, ખટ રસ ભોજન ખાતે ખાતા. ધન્ય.
બાળપણાંતણો, સ્નેહ નવ વીસર્યો, મિત્ર મોહનતણી પ્રીત સાચી;
હેતથી હળીમળી, માન દીધું મને, રંક બેસાડીઓ કનક માંચી. ધન્ય.
ધન્ય ધન્ય કૃષ્ણજી, સંત સેવા કરી, ધ્યાન ધરતો નિજદ્વાર આવ્યો;
રત્નજડિત મણિ, ભવન શોભા ઘણી, દેવ શું દ્વારિકા આંહિ લાવ્યો. ધન્ય.
કનકની ભૂમિ ને રત્નના થાંભલા, અર્કની જ્યોત ઉદ્યોત દીસે;
ખાન ને પાન વિહાર સ્થાનક ઘણાં, કામની નિરખતાં કામ હીસે. ધન્ય.
સપ્ત નવ વરસની, દીઠી ત્યાં સુંદરી, નારી નવજોબના બહુ રૂપાળી;
સોળ શણગાર તે. અંગ સુંદર ધર્યા, દેવ વિમાનથી રહ્યા નિહાળી. ધન્ય.
સહસ્ર દાસી મળી, દીસે વીંટી વળી, કામની કથની પાસ આવી,
સ્વામી રે સ્વામી હું દાસી છું તમતણી, ચાલો મંદિર વિષે પ્રેમ લાવી. ધન્ય.
ગોમતી સ્નાન કરીં, કૃષ્ણજી નિરખીઆ, પુણ્ય પ્રકટ થયું પાપ નાઠું;
તે થકી સમૃદ્ધિ આ. સકલ તે સાંપડી, મટી ગયું આપણું ભાગ્ય માઠું. ધન્ય.
કૃષ્ણ કહેતા તે નિજ ધામ પધારીઆ, નવલ જોબન થયાં નર ને નારી;
વિનતિ ઉચરતાં રજની વીતી ગઇ, નરસૈંના સ્વામીની પ્રીત ભારી. ધન્ય,